# મનુષ્યની સર્વાંગીણ કેળવણી

[ એલ. પી. જેકસનું ' ધિ એજ્યુકેશન ઑફ ધિ હોલ મૅન ' ]

અનુવાદક

**ગોપાળદાસ જીવાભાઈ પટેલ**



ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

તારાગૌરી સ્મારકમાળાનું પ્રથમ પુસ્તક

## કલ્કિ અથવા સંસ્કૃતિનું ભાવિ

અનુવાદક: નગીનદાસ પારેખ

પા. ૩૪ + ૧૨૮ કિં. ૦–૧૦–૦

વિશ્વવિખ્યાત પંડિત સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના કલ્કિ નામના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ. સર રાધાકૃષ્ણનનો ટૂંક જીવનપરિચય તથા પુસ્તક સમજવામાં મદદરૂપ થાય તેવાં ટિપ્પણો સાથે આપવામાં આવ્યાં છે.

એલ. પી. જૅકસનું બીજું પુસ્તક

## સર્વોદયની જીવનકળા

અનુવાદક: ગોપાલદાસ જીવાભાઈ પટેલ

પા. ૨૮+૩૪૦ કિં. ૨–૦–૦

પ્રિ૦ જૅકસનું મુખ્ય પુસ્તક કહી શકાય તેવા 'Constructive Citizenship' પુસ્તકનો અનુવાદ. આ ગ્રંથમાં સર્વોદયની દૃષ્ટિએ વ્યક્તિ પોતાનો કર્મયોગ કેવી રીતે ગોઠવી શકે, તેની વિવિધ મુદ્દાઓસર ચર્ચા કરવામાં આવેલી છે. એક રીતે તેને આપણા પૌર્વાત્ય કર્મયોગનું પાશ્ચાત્ય સામાજિક ભાષ્ય કહી શકાય. શરૂઆતમાં શ્રી. જૅકસની વિચારસરણીનું નિરૂપણ કરતો શ્રી. મગનભાઈ દેસાઈનો ઉપોદ્ઘાત છે. તથા અંતે, પુસ્તકમાં આવતા અપરિચિત ઉલ્લેખો ઉપર ટિપ્પણો આપેલાં છે.

તારાગૌરી સ્મારક માળા ગ્રંથ — ૨

# મનુષ્યની સર્વાંગીણ કેળવણી

[ એલ. પી. જેકસનું 'ધિ એજ્યુકેશન ઑફ ધિ હોલ મેન' ]

અનુવાદક
ગોપાળદાસ જીવાભાઈ પટેલ



ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

# અનુવાદકનું નિવેદન

પ્રિ. જૅક્સના આ પુસ્તકનાં કેટલાંક પ્રકરણો 'શિક્ષણ અને સાહિત્ય' માસિકના તંત્રીની પ્રેરણાથી તે માસિકમાં લેખરૂપે પ્રથમ આપ્યાં હતાં. હવે તે બધાં પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય છે તેનો લાભ લઈ, તેનાં બાકીનાં પ્રકરણો પણ આમાં ઉતારી લીધાં છે, અને માસિકમાં પ્રસિદ્ધ થયેલાં સળંગ જોઈ જઈ ફરી સુધારી લીધાં છે.

આ પુસ્તક ૧૯૩૧ માં પ્રસિદ્ધ થયું હતું. તે છએક વર્ષ પર પહેલું જોયું તેય શ્રી. મગનભાઈ પાસે જ. ત્યારથી તે પુસ્તકે મારી નજરને હરી હતી. અણકલ્પેલી રીતે, એમાંથી ગુજરાતીમાં પુસ્તકાકારે એ પરિણમે છે તે જોઈ ને સહેજે આનંદ થાય છે.

ઉપરોક્ત માસિકમાં લેખોની શરૂઆત કરી ત્યારે પ્રાસ્તાવિક (નવેંબર, ૧૯૩૯, અંક જુઓ) જે થોડુંક લખેલું તેમાંથી જ કેટલોક ભાગ અહીં ઉતારું તો વાચક વાંધો નહિ લે એમ માનું છું:

"આજે ગાંધીજીની કેળવણીની કલ્પનાને એક ચોક્કસ નામ મળે છે—'વર્ધા કેળવણી', જોકે તે નામ 'ડૉલ્ટન પ્લૅન'ની પેઠે એક ભૌગોલિક નિર્દેશ જ છે. તેના ઉપરથી તે કેળવણીના સ્વરૂપનો ખ્યાલ નથી આવતો. પરંતુ કેળવણીની વસ્તુ એવી વ્યાપક છે કે, તેનો યથાર્થ વાચક યોજવો એ કદાચ અશક્ય નહિ જ તોય અઘરું તો છે જ....એને માટે કાંઈક અર્થદર્શક શબ્દ જો યોજવો હોય તો તેમના 'સર્વોદય' શબ્દની જેમ એને 'સર્વાંગીણ કેળવણી' કહેવી જોઈએ. મનુષ્યત્વની વ્યાપકમાં વ્યાપક અને આત્મા જેવી

અમર વ્યાખ્યા લઈને, તેને પોષવા, કેળવવા, વિકસાવવા, વધારવા જે કાંઈ કરવું ઘટે, તેને તેમણે શિક્ષણ કહ્યું છે. અક્ષરજ્ઞાનથી તે સાધવાના પ્રયત્નોની અફળતા આજ તો સૌ કોઈ જુએ છે. . . . આજ તે જીવન અને ઉદ્યોગને કેળવણીનું સાચું સાધન બતાવે છે, કેમ કે તે દ્વારા એકે માનવ અંગ નહિ ચૂકી શકાય.

"પ્રિ. જૅક્સ આ જાતની કેળવણીને એક અનેરી છટાથી અને પરિભાષામાં, તેમના (આ) પુસ્તકમાં કહે છે. એને તેમણે નામ પણ અનુરૂપ જ આપ્યું છે. આજ આપણને अखंड મનુષ્ય (જૅક્સ એને 'સુંદર' મનુષ્ય કહે છે.) ઓછા જ જોવા મળે છે. અક્ષરજ્ઞાને આજ પુસ્તકિયો માણસ ઊભો કર્યો છે; વિજ્ઞાને પ્રત્યક્ષવાદી માણસ ઊભો કર્યો છે; યંત્રશાસ્ત્રે અને ઝડપી વાહનોએ યાંત્રિક મનુષ્ય રચ્યો છે; ધર્મસંપ્રદાયોએ પોતપોતાની ઢબનો 'સનાતની' માણસ નિપજાવ્યો છે; રાષ્ટ્રધર્મોએ નિરનિરાળી 'રાષ્ટ્રીય' છાપના માણસો રચ્યા છે (જેઓ આજે જગતમાં લડે છે); પરંતુ, સામાન્ય રીતે જોતાં એક અખંડ, સમગ્ર — વ્યંગ નહિ પણ સર્વાંગ મનુષ્ય રચાતો જોવા મળતો નથી. સર્વ સાધનોનો એકીકૃત (કે સમન્વિત) ઉપયોગ કરીને પોતાનું કામ સાધવા તાકનારી કે તાકે તો તે પાર પાડી શકનારી શક્તિ એક જ છે અને તે કેળવણી. એવો અખંડ કે સર્વાંગ મનુષ્ય રચવાનું આ કામ તેણે કરવું જોઈએ. પ્રિ. જૅક્સ એમના પુસ્તકમાં આવી કેળવણીની રૂપરેખા દોરવા મથ્યા છે. એવી કેળવણી એક સમન્વિત દર્શન હોઈ શકે: તેનું વર્ણન બહુ બહુ તો તે દર્શન પામવા માટે મદદગાર હોય છે. આ પુસ્તક તેવી મદદ ઠીક પ્રમાણમાં પહોંચાડશે." . . .

પ્રિ. જૅક્સ આ પુસ્તકનું ઉપનામ વર્ણવે છે, 'કેળવણીમાં નવી દૃષ્ટિ માટે હિમાયત' અને જણાવે છે કે, તેમની આ ચોપડી 'ઇનર સેન્ટિનલ' નામના તેમના પુસ્તકના વસ્તુનો ઉત્તર ભાગ રજૂ કરે છે. એ પુસ્તક મળી શક્યું નથી, તેથી

મેં વાંચ્યું નથી. પણ આ પુસ્તકનું વસ્તુ, વાચક જોશે કે, સ્વતંત્રરૂપે પણ શોભે એવું છે જ.

અંતમાં પ્રિ. જૅક્સનો ટૂંક પરિચય આપું. તે આજ ૮૨ વર્ષના થયા. ૧૯૦૨માં નામાંકિત અંગ્રેજી ત્રૈમાસિક 'હિબર્ટ જર્નલ' નીકળ્યું ત્યારથી તે તેના તંત્રી તરીકે કામ કરે છે. તેને બીજે વર્ષે તે ઑક્સફર્ડની માન્ચેસ્ટર કૉલેજમાં તત્ત્વજ્ઞાનના અધ્યાપક નિમાયા, અને ત્યારથી આજ સુધી એ યુનિવર્સિટીમાં એક યા બીજેરૂપે જોડાયેલા છે. ૧૯૧૫થી તે કૉલેજના એ આચાર્ય થયા. અનેક પુસ્તકોના તે લેખક છે. તેમાંનું 'Constructive Citizenship' — 'સર્વોદયની જીવનકળા' નામથી ગુજરાતીમાં મેં ઉતાર્યું છે, તે વાચકને જોવા ભલામણ કરું છું. બીજાં પુસ્તકોમાં નાનકડું 'Revolt against Mechanism' (યંત્ર સામે બંડ) જોયું છે, જે કોક વાર ગુજરાતીમાં ઉતારવા ધારું છું. જૅક્સ એક સમર્થ વિચારક છે, એવી છાપ મારા ઉપર પડી છે. અને એ તો વાચક એમની આ ચોપડી પરથી અને મુ૦ શ્રી. કિશોરલાલભાઈની પ્રસ્તાવના ઉપરથી પણ જોઈ શકશે. શ્રી. કિશોરલાલભાઈએ ખૂબ તકલીફ વેઠી પ્રસ્તાવના લખી આપી, તે માટે એમનો આભારી છું.

તા. ૨૧–૭–'૪૨

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

આચાર્ય જૅક્સની ખ્યાતિ મેં સાંભળી હતી, પણ એમનું કોઈ લખાણ વાંચ્યું નહોતું. "શિક્ષણ અને સાહિત્ય"ના એક અંકમાં "ફુરસદનું શાસ્ત્ર અને કળા" નામના, આ પુસ્તકના એક પ્રકરણનો અનુવાદ મારા વાંચવામાં આવ્યો અને તે મને વિચારપ્રેરક લાગ્યો અને ગમ્યો. આથી એ લેખકની વધારે પ્રસાદી આપવાની મેં તંત્રીને વિનંતિ કરી. જવાબમાં તેમણે જણાવ્યું કે, આચાર્ય જૅક્સનાં બે પુસ્તકોનો અનુવાદ શ્રી. ગોપાળદાસ તૈયાર કરી જ રહ્યા હતા. તે પૈકી એક પુસ્તક "સર્વોદયની જીવનકળા" અને બીજું આ. આ વિનંતિને પરિણામે આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવાની ફરજ પણ મારી ઉપર જ નાંખવામાં આવી.

આ પુસ્તકનો વિષય 'કેળવણી'નો છે, છતાં તે શિક્ષકો માટે જ યોજાયેલું કોઈ પાઠ્ય-પુસ્તક છે એમ સમજવાનું નથી. જેટલું તે અધ્યાપકો માટે છે, તેટલું જ, બલ્કે વધારે, સામાન્ય માણસો માટે છે. કારણ કે, એમના મત પ્રમાણે, "કેળવણી એટલે ધંધાદારી વૈતરાઓ દ્વારા ચલાવાતી, તથા જેનો નીરસ ગણગણાટ શાળા-કૉલેજોની દીવાલોની અંદર ચાલ્યા કરે છે, તે પ્રવૃત્તિ" નથી, પણ "આખા સમાજે આદરવાની એક મુખ્ય પ્રવૃત્તિ છે." "દરેક નાગરિકને તેમાં ખાસ લેવાદેવા હશે, અને તે (કેળવણી) પણ થોડા સમય પૂરતી નહીં, પણ આખા જીવન સુધી વ્યાપેલી. તેનું ક્ષેત્ર વિશ્વવ્યાપી હશે; આદિથી અંત સુધી તે માણસનું સર્વાંગીણ ઘડતર કરવા મથતી હશે; તથા તેનું ધ્યેય જ્ઞાનસર્વસ્વને માનવ કુશળતામાં પરિણમાવવાનું

તથા તેને સામાજિક પ્રવૃત્તિના દરેક વિભાગમાં ઉત્તમતાની ઉપાસનામાં યોજવાનું હશે." (પૃ. ૧૩–૧૪). વર્ધા યોજનાની પરિભાષામાં કહીએ તો, દરેક ઉદ્યોગનો ત્રણ રીતે વિચાર કરી શકાય: કેળવણીના વાહન તરીકે, નિર્વાહના સાધન તરીકે, અને કળા તરીકે, એટલે આત્મવિકાસ અને આત્મતૃપ્તિના સાધન તરીકે. દા. ત. કાંતણ કે ખેતી તે સૌ બાળકોની પાયાની કેળવણીના વાહન તરીકે યોજી શકાય; નિર્વાહના સાધન તરીકે ભલે તે કોઈ બીજો ઉદ્યોગ કરવાનો હોય કે કરતો હોય; અને આત્મવિકાસ તથા આત્મતૃપ્તિ માટે એ કોઈ ત્રીજી જ પ્રવૃત્તિ કરે: જેમ કે, ચિત્રકારની. તે જ પ્રમાણે નિર્વાહના સાધન તરીકે માણસ કડિયા કે દાક્તરનો ધંધો કરી શકે, પણ તે પાયાની કેળવણીના વાહન તરીકે યોજી શકાય કે નયે યોજી શકાય, અને આત્મવિકાસ અને આત્મતૃપ્તિને અર્પે કે નયે અર્પે. આચાર્ય જેક્સ કેળવણીનો જે રીતે વિચાર કરે છે તે માણસમાત્રને જન્મથી મરતાં સુધી કરવાની તે પ્રવૃત્તિ છે, જે તેને આત્મવિકાસ અને આત્મતૃપ્તિ માટે કર્યા કરવાની છે, જે તેની પાયાની કેળવણીના અને નિર્વાહના ઉદ્યોગમાંયે વ્યાપે છે, અને તે ઉદ્યોગોની બહાર પણ વ્યાપે છે. "આ જાતની વ્યાપક કલ્પનામાં કેળવણી એ તો . . . (દરેક માણસનો) ધંધો બની જાય છે. . . . કેળવણી એ પ્રમાણે શાળા-કૉલેજની વસ્તુ મટીને સામાજિક વસ્તુ બની જાય, ત્યારે જ તેને યુદ્ધના અવેજ તરીકે રજૂ કરી શકાય; ત્યારે જ તે એવી વસ્તુ બને કે જેને માટે મરવું ઉચિત ગણાય અને તેથી તેને માટે જીવવું પણ યોગ્ય મનાય." (પૃ. ૧૪)

આવી 'કેળવણી' તે કઈ? આપણે બધા જ 'કેળવણી, કેળવણી'નો પોકાર તો કરીએ છીએ અને આપણા દેશની

'કેળવણીમાં પછાત'પણાની સ્થિતિનો બળાપો કરીએ છીએ. 'ફરજિયાત કેળવણી', 'પ્રાથમિક કેળવણી', 'પ્રૌઢ શિક્ષણ', 'ઉચ્ચ શિક્ષણ', 'પાયાની કેળવણી', 'રાષ્ટ્રીય શિક્ષણ', 'સાંસ્કૃતિક શિક્ષણ', 'ધાર્મિક શિક્ષણ', 'ઔદ્યોગિક શિક્ષણ', 'વેપારી કેળવણી', 'વહેવારુ કેળવણી', વગેરે વગેરે અનેક નામો અને ભેદો દ્વારા આપણે કેળવણીના ઝપાટાબંધ પ્રચાર માટે ઝંખના અને પ્રવૃત્તિ કરીએ છીએ. છતાં, કેળવણીનો ચોક્કસ અર્થ શો, અને તે કેમ અપાય તે વિષે આપણા મતો હજુ અસ્પષ્ટપણે અંધારામાં ગોથાં ખાય છે, એમ કહેવામાં હરકત નથી. આ સ્થિતિ આપણા જ દેશની નથી, પણ સુધારાની ટોચે પહોંચેલી લેખાતી અને સોએ સો ટકા નિરક્ષરતા નિવારણ કરેલી પ્રજાઓની પણ છે.

માણસ ધ્યેયો અને આશાઓથી ભરેલો જન્મે છે, અને તેને એક પછી એક સિદ્ધ કરવા ઉપાયો અને સાધનો યોજે છે. તે સાધનોમાં 'કેળવણી' પણ એક આવશ્યક ઉપાય છે એમ માની તે કેળવણીની પાછળ મંડે છે. એ કેળવણી તેની આશાઓને વધારતી અને પોષતી જણાય છે, અને શરૂઆતમાં સફળ કરતી અથવા કરવાનો માર્ગ બતાવતી જણાય છે. પણ પછી એ અનુભવ આવવા માંડે છે કે, આશાઓ તો વધી છે, ધ્યેયો પણ કાંઈક વધારે સમજાયાં કે ખીલ્યાં છે, પણ તેને સિદ્ધ કરવાનો કોઈ માર્ગ દેખાતો નથી. પોતાનાં અને બીજાઓનાં ધ્યેયો અને આશાઓ વચ્ચે મેળ ખાતો નથી. એકનાં ધ્યેયો અને આશાઓને બીજા તોડે છે, અને બીજાઓનાંનો પોતે ભંગ કરે છે. અથવા, એકનું ધ્યેય બીજાઓની પીઠ પર સવાર થઈને જ સિદ્ધ કરી શકાય છે. અને દરેકને આયુષ્યને અંતે કાં તો કોઈક ને કોઈક વિષયમાં " મનકી મનમાં

ઠી રહી" એમ લાગે છે, અથવા પ્રયોજન વિના આયુષ્ય ખેંચાયા કરતું જણાય છે; આયુષ્યનો ઉપયોગ જણાતો નથી. પરિણામે જગત એક નંદનવન નહિ, પણ હિંસ્ર પશુઓથી વસાયેલું, વારંવાર દાવાનળથી સળગી ઊઠતું, અથવા મારવાડના રણ જેવું લાગે છે. લાખોમાંથી એકાદ મનુષ્યને જ જન્મારાને અંતે તે સફળ થયેલો લાગે છે, અને કરોડોમાંથી એકાદ જ સમગ્ર જીવનને સફળપણે ઉત્તરોત્તર ચડતી સીડી જેવું અનુભવે છે.

જ્યારે આમ થાય છે ત્યારે ફરીથી તે વિચારમાં પડે છે, અને ક્યાં ભૂલ થઈ તે શોધવા મથે છે. અને હંમેશાં છેવટે એ નિર્ણય પર આવે છે કે, એ ભૂલ 'હાલની કેળવણી'માં જ છે; એટલે કે, કેળવણીના અભાવમાં છે અથવા ખોટી કેળવણીમાં છે. પછી તે કેળવણીની યોજના ફેરવવા મથે છે. આમ દુનિયામાં કેળવણીની અનેક યોજનાઓ ઉત્પન્ન થઈ છે. પણ હજુ જીવનને સફળ કરનારી કેળવણી કઈ તે શોધી શકાયું નથી.

ત્યારે સ્વાભાવિક રીતે શંકા ઊઠે છે કે, ઘાંચીના બળદની માફક માણસ ભણી ભણીનેયે જ્યાંનો ત્યાં જ રહે છે એ શું? જીવનનાં અનેક વર્ષો જાત જાતની વિદ્યાઓ પ્રાપ્ત કરવામાં અને ખેડવામાં ગાળ્યા છતાં સરવાળામાં કેમ કાંઈ જડતું નથી? મીંડાં તો ઘણાં નજરે પડે છે, પણ આંકડો કેમ દેખાતો નથી?

જમાનાઓથી આ પ્રશ્ન વિચારાતો આવ્યો છે. એ વિચારમાંથી જ વિવિધ દર્શનો અને તત્ત્વજ્ઞાનો નીપજ્યાં છે. તેમાંથી જ અનેક પ્રકારની રાજકીય, સામાજિક, આર્થિક વ્યવસ્થાઓ પેદા થઈ છે અને થાય છે. તેમાંથી જ વારંવાર ક્રાંતિકારી ઊથલપાથલો અને ભયંકર રણસંગ્રામો ઉદ્ભવ્યાં છે. દરેકે કાંઈક કાંઈક નવો પ્રકાશ નાંખ્યો છે. એ પૈકી

 

કેટલીક વસ્તુઓનો લાભ પણ મનુષ્યજાતિને મળ્યો છે. પણ ઘણી વાર એ દર્શનો અને તત્ત્વજ્ઞાનોમાંનું કેટલુંક બરાબર દૃઢ થયેલું ન હોવાથી પાછું ભુલાઈ ગયું છે, અથવા કેટલુંક દૃઢ થયા પછી અધૂરું માલૂમ પડ્યું છે, પણ દૃઢ થવાને લીધે જ સહેજે ભૂલી શકાતું નથી. એટલે કે, કાં તો 'કેળવણી' કાચી રહેલી માલૂમ પડી છે અથવા ખોટી અપાયેલી માલૂમ પડી છે. આમ, આ શોધ હજુ પૂરી નથી થઈ અને, ઘણુંખરું, માનવવંશ ચાલશે ત્યાં સુધી પૂરી નહિ થાય.

૨

જીવન શું, તેનું પ્રયોજન અથવા યોગ્ય ધ્યેય શું, અને તેને સિદ્ધ કરવાનો સાધનમાર્ગ શો, તેની દરેક નવી અને સ્વતંત્ર વ્યવસ્થાને 'દર્શન' કહેવામાં આવે છે. આત્મા અથવા જગતને-નામે-જીવન એ સૌનો શોધનો સમાન વિષય હોવાથી, એ સર્વે દર્શનો જીવનનાં — અથવા, ઘણુંખરું, માત્ર માનવ જીવનનાં — દર્શનો છે. પણ દરેકનો દૃષ્ટિકોણ અથવા તો સાધનમાર્ગ જુદો હોવાથી, તે વિશેષતા પ્રમાણે દરેકને જુદું જુદું નામ મળે છે. આ રીતે ન્યાયાદિ વૈદિક દર્શનો, જૈન બૌદ્ધ વગેરે અવૈદિક દર્શનો, તથા વિવિધ અતિ પૂર્વ તથા પશ્ચિમનાં પ્રાચીન તથા અર્વાચીન દર્શનો પ્રસિદ્ધ છે. કાકાસાહેબે કેળવણીને પણ એક સ્વતંત્ર દર્શન માન્યું છે, અને આ પુસ્તક જોતાં આચાર્ય જેકસ પણ 'કેળવણી દર્શન'ના એક વિવેચક કહી શકાય.

જીવન – અથવા આત્માનું સ્વરૂપ – 'અખંડ જ્ઞાન' છે, અથવા 'અખંડ યોગ' છે, અથવા 'સતત ચાલતી કેળવણી' છે, વગેરે પ્રયોગો એક અર્થમાં ઠીક જ છે. એવાં બીજાં પણ ઘણાં પ્રતિપાદનો કરી શકાય. જેમ કે, કોઈકે કહ્યું છે તેમ,

તે 'અનુભવની મહાન શાળા' છે, અથવા 'સતત સંગ્રામ' છે, 'સતત વિકાસ' છે, 'અજ્ઞાન, અસત્ય, અશુભ, મૃત્યુ, શોક, વગેરેમાંથી જ્ઞાન, સત્ય, શુભ, અમરતા, આનંદ વગેરે પ્રત્યે જનારો મહાન પ્રવાહ' છે; અથવા ગાંધીજી કહે છે તેમ 'સત્યની અવિશ્રાંત શોધ' છે, વગેરે વગેરે. આ બધાં પ્રતિપાદનો સાચાં છતાં અધૂરાં છે. જેમ મકાનના જુદા જુદા ખૂણાઓ પરથી લીધેલાં ચિત્રો, દરેક સાચું હોવા છતાં, એક એક ખાસ ખૂણા પરથી જ દેખાતું ચિત્ર હોય છે, પણ એકેય મકાનનું સંપૂર્ણ ચિત્ર ખડું કરી શકતું નથી, તેમ આ પ્રતિપાદનોનુંયે છે. અને આથી જ તેટલા જ એક ચિત્રને મુખ્ય ગણી તેને આધારે વર્ણવેલો સાધનમાર્ગ પૂરો બની શકતો નથી. તેનું દોષનિવારણ બીજા ખૂણાઓ પરથી લીધેલાં ચિત્રો દ્વારા જ કરી શકાય. આમ દરેક દર્શન બીજાં દર્શનોની કાંઈક કાંઈક ખામીઓ પૂરનારું અને કાંઈક જીવનને સમજાવનારું છે. અને છતાં બધાં દર્શનો મળીનેયે જીવનનું પૂરું દર્શન કરાવી શકતાં નથી. કારણ કે જીવન તે જીવન જ છે; અને ચિત્રો — દર્શનો તે ચિત્રો અને દર્શનો જ છે. એની વિશાળતા તેમ જ સૂક્ષ્મતા બન્ને કલ્પનાતીત છે. એક અમેરિકન લેખક, એમરેમ શાઇનફેલ્ડ (Amram Scheinfeld) કહે છે તેમ, "આકાશ તરફ જોઈને વિશ્વની અનંત મહત્તાનો ખ્યાલ કરવા તમે કદાચ ટેવાઈ ગયા હશો. સૂર્ય પૃથ્વીથી કરોડો માઈલ દૂર છે; તેજનાં ટપકાં જેવા દેખાતા તારાઓ પૃથ્વી કરતાં અબજો ગણા મોટા હોવા સંભવ છે; અમુક તારાનું જે કિરણ તમે આજે જુઓ છો તે છ હજાર વર્ષ પર સળગી ગયેલા પદાર્થમાંથી નીકળ્યું હશે; અને આપણાં મોટામાં મોટાં દૂરબીન બતાવી શકે તેનાથીયે પાર આકાશ રહેલું છે, અને

તેમાં કદાચ અબજો તારાઓ ( એટલે સૂર્યમંડળો ) ભમે છે : આ બધું માનવાની તમારી તૈયારી થયેલી છે. આ તમારી બહાર રહેલી સૃષ્ટિની અનંત મહત્તા છે. હવે તમારી અંદર રહેલી સૃષ્ટિ પ્રત્યે વળો. ત્યાં અનંત સૂક્ષ્મતાનો વાસ છે." (*You and Heredity*) એના કદનો વિચાર કરવા માટે એક ચણાની દાળ જેટલી જગ્યાનો વિચાર કરો. તેમાં બે અબજ ( એટલે આખી દુનિયામાં જેટલી મનુષ્યસંખ્યા છે ) તેટલાં માનવ જેવાં પ્રાણીઓ નિર્માણ કરી શકરનારાં 'સર્જક બીજો' રહી શકે છે. એક એક સર્જક એકેક સૂર્યની જેમ અનેક ગ્રહો અને ઉપગ્રહોનો મંડળાધીશ છે. દા. ત. માનવ-સર્જકમાં અડતાળીસ 'ઉપસર્જકો' હોય છે. અને તે દરેક ઉપસર્જકમાં સેંકડો સુધી સૂક્ષ્મ 'જનકો'ની લંગર રહે છે. આટલે સુધી જ સારામાં સારા સૂક્ષ્મદર્શક દૂરબીનની દેખાડવાની શક્તિ છે. પણ તેવો દરેક સૂક્ષ્મ 'જનક' પણ વધારે સૂક્ષ્મ જીવોની માળા હોવાનો સંભવ છે. આવા એક સૂક્ષ્મ જનકની શક્તિનો વિચાર કરીએ તો બે જનકો વચ્ચે રહેલો કોઈ સૂક્ષ્મ ભેદ બે માણસોમાં પ્રહ્‌લાદ અને હિરણ્યકશ્યપ જેવા દૈવ-આસુર સ્વભાવભેદ નિર્માણ કરી શકે. વિશાળતાની જેમ જીવનની સૂક્ષ્મતા પણ આવી કલ્પનાતીત છે. પરિમિત માનવ તેનું સમગ્ર દર્શન ન કરી શકે તેમાં શી નવાઈ?

હિંદુસ્તાનના કોઈ જૂના ગામડામાં જોઈએ તો તેમાં ઘણી વાર બહુ અવ્યવસ્થિત વસવાટ થયેલો માલૂમ પડે છે. ઘરો ગમે તેમ બાંધેલાં છે; ગલીઓ વાંકીચૂકી છે; હવા, અજવાળું, આવવાજવાની સગવડ, સીધાણુ, ઢાળ કશાનો કોઈએ વિચાર કરેલો જણાતો નથી. જેના મનમાં જેમ આવ્યું તેમ, બીજાઓની સગવડ-અગવડની દરકાર કર્યા વિના, બાંધી દીધું છે.

ગામોની આવી દશા જોઈ આપણા સુધરેલા ઇજનેરો હવે ગ્રામરચનાના નકશાઓ કરી રહ્યા છે. પણ તેઓયે એકેક ગામને જ એકેક સ્વયંપૂર્ણ સ્વતંત્ર વસતિ સમજીને જ તે નકશા કરે છે. એવાં ૫-૬ નજીકનાં ગામો ભેગાં થઈ ને એક શહેર બની જાય તો, સંભવ છે કે, દરેક ગામ વ્યવસ્થિત બંધાયેલું હોવા છતાં, આખું શહેર ઢંગ ધડા વિનાનું બનેલું નીવડે. કારણ કે, ગ્રામરચના વખતે બીજાં ગામો સાથેના જોડાણનો અને શહેરરચનાનો વિચાર જ નહોતો.

આવી જ વાત 'કેળવણી' દ્વારા માનવજીવનની રચનાની થયેલી છે. કરોડો પ્રકારની સૂક્ષ્મ અને લાખો પ્રકારની સ્થૂળ જીવયોનિઓ મળીને સંસારમાં જીવન પ્રકટ થયેલું દેખાય છે. તે સર્વેની આપણે પૂરી કલ્પનાયે નથી કરી શકતા તો ઓળખાણ તો ક્યાંથી જ હોય? જેટલાંને જાણીએ છીએ તે સૌનોયે પરસ્પર સંબંધ આપણે સમજતા નથી. ક્યાંક સમજીએ છીએ તો તે અધૂરો અથવા વિરોધાત્મક સંબંધ; મેળનો સંબંધ જાણતા નથી. આવી અનેક યોનિઓ-માંની એક માનવયોનિ; તેનાયે સમગ્ર જીવનનો આપણને પૂરો ખ્યાલ નથી. બહુ બહુ તો આપણને તેની છૂટક વ્યક્તિઓના કે નાનાં નાનાં જૂથોનાં જીવનના કેટલાક અંશોનું જ્ઞાન છે. જીવનરચનાના નકશા દોરવા માટે આપણા કુશળમાં કુશળ ઇજનેર પાસેયે આટલી જ જ્ઞાનસામગ્રી છે.

એવા પરિમિત નવા દર્શનકારો પણ અનેક વર્ષે એકાદ ખૂણામાં જ પાકે છે, અને તેમની અસર પરિમિત ક્ષેત્રમાં કે કાળ સુધી જ પહોંચે છે. આથી, વ્યવસ્થિત જીવનરચનાના છૂટાછવાયા પ્રયત્નો છતાં, એકંદરે માનવજીવન હજી વ્યવસ્થા વિનાનાં હિંદનાં ગામડાં જેવું જ બેડોળ, ગંદું અને અગવડો

ભરેલું છે. કવિઓએ સુંદર અને આહ્લાદક ગામડાંઓની કલ્પના કરી છે ખરી, પણ પ્રત્યક્ષ અનુભવમાં તે ગામની અન્દર નથી મળતી. ત્યાં તો ધૂળ, ઉકરડા, દુર્ગંધ, અને વચ્ચોવચ્ચ વાંકાં-ચૂકાં ઝૂંપડાંઓના ઢગલા જ દેખાય છે. સુંદરતા અને પ્રસન્નતા ગામ બહાર છે. એ જ પ્રમાણે આપણે પણ જીવનની સુંદરતા અને પ્રસન્નતા જીવનની બહાર, કલ્પનાના ક્ષેત્રમાં, પરલોકમાં, કરીને રહ્યા છીએ. જીવનની અન્દર, આ લોકમાં, તો દુઃખ અને શોકનો દરિયો જ મનાયો, વર્ણવાયો અને અનુભવાયો છે.

ઘણુંખરાં દર્શનોએ જીવન દુઃખરૂપ જ છે એવો નિશ્ચિત મત બાંધ્યો છે. માટે સુખની તૃષ્ણા એ ખોટાં ફાંફાં જ છે; વધારેમાં વધારે દુઃખનો નાશ જ સાધી શકાય, અને તે છૂટી-છવાઈ વ્યક્તિઓ જ કરી શકે; અને તે પ્રત્યક્ષપણે સ્થૂળ દુઃખોને કાઢીને નહિ, પણ તેમની અવગણના કરવાની ચિત્તને કેળવણી આપીને જ. તેમના મત પ્રમાણે, નિત્યસુખનો વસ્તુતઃ અભાવ હોવાથી એ ધ્યેય જ થઈ શકતું નથી. બીજાં કેટલાંક દર્શનો નિત્યસુખનો અભાવ માનતાં નથી, અને તેની પ્રાપ્તિને જીવનનું ધ્યેય માને છે ખરાં, પણ તેઓ પણ તેનું દર્શન આ ભૌતિક લોકમાં નહિ, પણ પોતાના આધ્યાત્મિક જીવનમાં અને પરલોકમાં કરે છે. એમના મત પ્રમાણેયે આ ભૌતિક લોક તો દુઃખરૂપ જ છે.

મોટા મોટા અવતારો, બુદ્ધો, તીર્થંકરો, પેગંબરો અને અનેક જ્ઞાની સદ્ગુરુઓએ જે વાત ઠોકી-ઠોકીને કહી છે તેમાં શ્રદ્ધા ન રાખવાનું કે શંકા લેવાનું સામાન્ય માણસનું શું ગજું? અને સંસારમાં દુઃખનો અનુભવ છે જ એ વાત તો મૂઢ જીવ પણ જાણે છે, એટલે શંકા લેવાનું પ્રયોજન પણ શું?

છતાં, એ વાતમાં શ્રદ્ધા રાખતાં, બોલતાં અને અનુભવતાં છતાં, જીવમાત્રના મનમાં સુખ મેળવવાની અને દુનિયામાં સુખ ઉપજાવવાની આશાએ અડગ સ્થાન કરી રાખેલું છે. કેટલીક વાર એવા માણસો મળે છે ખરા કે જે જાણે દુઃખો અનુભવવા માટે જ સર્જાયેલા જણાય. પણ કોઈ એવો માણસ નહિ મળે કે જે પોતાને કાયમ દુઃખ ખમવાને જ લાયક માનતો હોય. દરેકને લાગે છે કે પોતે છે તો સુખને પાત્ર, માત્ર કેટલીક કમનસીબ ઘટનાઓને લીધે જાણ્યે અજાણ્યે દુઃખનું પાત્ર બન્યો છે; પણ આશા રાખે છે કે, દુઃખનો દહાડો જઈ પાછું સુખ આવશે, અને જ્યારે પણ કાંઈક તેનો ઉપાય જોવામાં આવે ત્યારે તેને અજમાવવા તે તૈયાર થઈ જાય છે.

આત્માના સ્વરૂપની વ્યાખ્યા કરવામાં જુદા જુદા ધર્મો અને દર્શનોમાં ગમે તેટલો ફરક હોય, છતાં આત્મા-અનાત્મા-વિવેક અથવા જીવ-શરીર-ભેદ સર્વેમાં કરવામાં આવે છે, અને તેના પર ભાર મૂકવામાં આવે છે. અમુક શક્તિઓ, ભાવનાઓ, સંસ્કારો, વિષયો આધ્યાત્મિક ક્ષેત્રનાં અને અમુક ભૌતિક ક્ષેત્રનાં, અમુક વસ્તુઓ પરલોકની અને અમુક આ લોકની — એવો ભેદ કરવાની અને તેને અનુસરી જીવનનાં આદર્શો અને કર્મોનો વિચાર કરવાની અને તેનાં અભિમાન પોષવાની રૂઢિ સર્વત્ર છે, અને જાણે સ્વયંસિદ્ધ સત્ય હોય તેમ સ્વીકારાયેલી છે. છતાં, આ વાત વિચારવા અને સમજવા જેવી છે.

સમુદ્ર અને તરંગ વચ્ચે ભેદ છે એ આપણે સૌ કોઈ સમજી શકીએ છીએ. તરંગને સમુદ્ર ન કહી શકાય, પણ સમુદ્રનો તરંગ છે એ વાત સમજવી કઠણ નથી. છતાં તરંગનું સમુદ્રને છોડીને દર્શન કરવું શક્ય નથી, કલ્પનાયે થઈ શકે

નહિ. સમુદ્રની તરંગ વિના કલ્પના કરી શકાય, પણ દર્શન થતું નથી. એક, બે, એમ તરંગોની ગણતરી તમે ભલે કરો, પણ કોઈ તરંગને સમુદ્રથી જુદો પાડીને ઉઠાવી શકતા નથી. તરંગોને ખેડવામાં એક રીતે સમુદ્ર ખેડાઈ જ જાય છે. પણ તરંગોને ખેડ્યા વિના એકલો સમુદ્ર ખેડવા ઇચ્છો તો તે થઈ શકે નહિ; એથી ઊલટું સમુદ્રને ખેડવાનું લક્ષ્ય ન રાખતાં, માત્ર તરંગને જ ખેડો તો તમે ઊંચા નીચા કે આગળ પાછળ હાલ્યા કરી શકો છો, પણ આગળ વધી શકતા નથી. આમ સમુદ્ર અને તરંગનાં અન્વય-વ્યતિરેક છે.

આત્મા અને દેહ વચ્ચે આવો સમુદ્ર-તરંગ જેવો સંબંધ છે. દેહોની – અથવા ભૌતિક – કેળવણીમાં એક રીતે આધ્યાત્મિક કેળવણી પણ થઈ જ જાય છે. પણ દેહોને અવગણીને એકલી આધ્યાત્મિક પ્રગતિ સાધવા ઇચ્છો તો તે થઈ શકે નહિ. એથી ઊલટું અધ્યાત્મ તરફ લક્ષ જ ન રાખતાં માત્ર દૈહિક — ભૌતિક — પ્રગતિ કરો, તો તમે કેવળ ઊંચા-નીચા કે આગળ-પાછળ હાલ્યા કરી શકો, પણ પ્રગતિ કરી શકતા નથી.

આમ આત્મા-અનાત્મા-વિવેકમાં માત્ર બે વચ્ચેની વિલક્ષણતા જ સમજવા જેવી વસ્તુ નથી, પણ બે વચ્ચેનો ગાઢ અન્વય પણ ખ્યાલમાં રાખવાની જરૂર છે.

પણ બેને ખ્યાલમાં રાખવાવાળા પણ બંનેના પરસ્પર ઓતપ્રોત સંબંધનો ખ્યાલ રાખવાનું ભૂલી જાય છે. આધ્યાત્મિક જીવનનું ક્ષેત્ર જુદું, ભૌતિક ક્ષેત્રનું જુદું. એકનો વિચાર કરતી વખતે બીજાને ભૂલવું એમાં તેઓ કાંઈ દોષ જોતા નથી; ઊલટું એકમાં બીજાને ભેળવી દેનાર દોષપાત્ર મનાય છે. ગાંધીજીએ સત્ય, અહિંસા વગેરે આધ્યાત્મિક જીવનના ગુણોને ભૌતિક ક્ષેત્રમાં દાખલ કરવાથી બધી અનવસ્થા કરી મૂક્યાનો એમના ઉપરનો

આક્ષેપ પ્રસિદ્ધ છે. તે જ પ્રમાણે, ભૌતિક વિદ્યાની શોધોને અનુસરી અધ્યાત્મજ્ઞાનના ક્ષેત્રમાં આવતા વિષયોનું સંશોધન કરવામાંયે એટલી જ અરુચિ રહે છે. વિજ્ઞાનની પ્રયોગ-શાળામાં વ્યાખ્યાન આપનારો શાસ્ત્રી અને મંદિરમાં પ્રવચન આપનાર શાસ્ત્રી — બંને એક જ વ્યક્તિ હોય તોયે જાણે જુદા જુદા માણસોની માફક વર્તે છે. આ પણ શરીર અને આત્મા વચ્ચેના અન્વયને ન સમજવાનું પરિણામ છે. આચાર્ય જેક્સ કહે છે તેમ —

"મનુષ્યની સર્વાંગીણ કેળવણી સાધવી હોય, તો ભૂતકાળમાંથી ચાલ્યો આવતો એક હાનિકારક ભ્રમ સૌથી પ્રથમ આપણે તજવો પડશે. એ ભ્રમ એટલે માણસ શરીર અને મન એ બે જુદા તથા જેમ તેમ જોડાયેલા અંશોનો બનેલો છે, એવું માનવાનો ભ્રમ. તે એમાંથી પછી મનરૂપી અંશ જ દૈવી ગણી લઈ, તેનો કેળવણીના ક્ષેત્રમાં સમાવેશ કરવામાં આવે છે; પરંતુ શરીરને તો ઇહલૌકિક પાર્થિવ વસ્તુ માની, શરીરવિજ્ઞાનીઓ કે વૈદો માટે પડતું મૂકવામાં આવે છે. એ ભ્રમને અનુસરવાનું છોડી આપણે તો વિકાસને દરેક પગથિયે શરીર-મનને એક અભેદ્ય એકમ માનીને, તેમના એકસરખા તીવ્ર સહશિક્ષણ માટેની યોજના ઘડવી પડશે."

(પૃ. ૧૮–૧૯)

જીવનને જુદા જુદા ઓરડાઓમાં વહેંચી દેવાની ટેવ ભૌતિક કેળવણીનાયે જુદા જુદા વિષયોમાં ફેલાયેલી છે. આચાર્ય જેક્સે પોતાની કેળવણીનું આપેલું નીચેનું વર્ણન આજની કેળવણીની પદ્ધતિનેયે બરાબર લાગુ પડે છે:

"આપણા કેળવણીકારોને મનુષ્યના ભાગલા પાડી નાખીને જ પોતાનું કામ કરવાની આદત પડી છે, અને તેથી

તેમની આખી પ્રક્રિયા તૂટક જ હોય છે. સૌથી પ્રથમ તો કેળવણીને જુદા જુદા ‘ વિષયો ’માં ભાગી નાખવામાં આવે છે. પણ તે બધાનું એકીકરણ કરે એવો કોઈ વ્યાપક હેતુ તેમની પાછળ હોતો નથી. . . . શિક્ષકોનો એક વર્ગ શાળાના ઓરડામાં અમારાં મનને તાલીમ આપતો; અને બીજો વર્ગ કે જે નર્યો અણઘડ હતો, તે અખાડામાં કે રમતના મેદાનમાં અમારા શરીરને તાલીમ આપતો; એક ત્રીજો સદ્‌ગૃહસ્થ કે જે ધર્મશિક્ષક કહેવાતો, તે અમારા ચારિત્ર્યને કેળવતો. . . . પરંતુ તે ત્રણેમાં એકલક્ષીપણું હરગિજ નહોતું. માનસિક ખાતું, શારીરિક ખાતું, ચારિત્ર ખાતું કે આધ્યાત્મિક ખાતું — એ બધાં ખાતાં વચ્ચે કશો જ સહકાર નહોતો. શાળાના વર્ગો, રમતનાં મેદાનો, અને ધર્મપીઠ એ ત્રણે એકબીજાને મદદ કરવાને બદલે એકબીજાને નડતર કરતાં હતાં. આ બધી તૂટક પ્રક્રિયામાં એક જ બીના પ્રત્યે સળંગ દુર્લક્ષ કરવામાં આવતું, અને તે એ કે, વાસ્તવિક મનુષ્ય . . . તો મન, શરીર, ચારિત્ર અને જીવાત્મા — એ બધાનો મળીને બનેલો છે. . . . અમે વર્ગમાં, મેદાનમાં કે દેવળમાં જે કાંઈ ટુકડા તૂટક તૂટક શીખ્યા હોઈએ, તેમને અમારાથી બને તેટલા સાંધી લઈ, તેમનું એકીકરણ કરવાનું કામ અમારા ઉપર જ છોડવામાં આવ્યું હતું. . . .” (પૃ. ૨૫–૨૬)

ઉપર ‘ મનને તાલીમ આપનારા ’ શિક્ષકોનો વર્ગ કહ્યો! તેમના ‘ વિષયો ’માંયે સમન્વય જોવાની આશા રાખી શકાતી નથી. કેવળ ગણિતના ત્રણ જ વિભાગ — અંકગણિત, બીજગણિત અને ભૂમિતિ — લઈએ, તો અંકગણિતમાં જે પ્રકરણ વર્ગમાં ચાલતું હોય, તેને લગતું બીજગણિતનું પ્રકરણ છ મહિના કે વર્ષ પછીયે શીખવાય, અને ભૂમિતિનું વળી

તેનો વારો આવે ત્યારે. તે જ પ્રમાણે ઇતિહાસ તથા ભૂગોળનું, વિજ્ઞાન તથા આલેખનનું, વગેરે.

"શરીરવિજ્ઞાન, મનોવિજ્ઞાન વગેરે જુદાં જુદાં શાસ્ત્રોમાંથી એકઠા કરેલા ટુકડાઓ એકબીજા સાથે સાંધીને કે ચોટાડીને મેળવેલી મનુષ્ય વિષેની કલ્પના લઈને આપણે તેની કેળવણી યોજવા જઈએ, તો ભારે છબરડો જ વાળી મૂકીએ. આજે આપણામાંના કેટલાક વસ્તુતાએ તેમ જ કરે છે. આપણને તો મનુષ્યજીવનને લગતાં બધાં શાસ્ત્રોનો સમન્વય જોઈએ છે, અને તે જ વસ્તુ આપણને હજુ મળી નથી." (પૃ. ૩૧)

આ ખોટને પૂરી પાડવાનો પ્રયત્ન કરવો એ આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે, અને આચાર્ય જેક્સે જે સરસ રીતે એ પ્રયત્ન કર્યો છે તે 'કેળવણીકાર' તેમ જ 'સામાન્ય વાચક' બન્નેને સરખો બોધપ્રદ અને વિચારપ્રેરક થાય એવો છે. તેઓ આને મનુષ્યની 'સર્વાંગીણ કેળવણી' કહે છે. તેમનાં કેટલાંક પ્રતિપાદનો નીચે મુજબ છે:

૧. જ્ઞાનમાત્ર 'આજ્ઞાર્થક' છે. 'આમ છે, તેમ નથી' એવી માહિતી એ જ્ઞાન કે કેળવણી નથી, પણ 'આમ કરો, તેમ ન કરો' એવી આજ્ઞા જ્ઞાન આપે, અને કેળવણી ટેવ પાડે.

૨. "મનુષ્યની સર્વાંગીણ કેળવણી સાધવી હોય તો. . . . માણસ શરીર અને મન એ બે જુદા તથા જેમ તેમ જોડાયેલા અંશોનો બનેલો છે એવું માનવાનો ભ્રમ . . . . છોડી . . . . વિકાસને દરેક પગથિયે શરીર–મનને એક અભેદ્ય એકમ માનીને તેમના એકસરખા તીવ્ર સહશિક્ષણ માટેની યોજના ઘડવી" જોઈએ. (પૃ. ૧૮–૧૯)

૩. કેળવણી એ વ્યક્તિના આયુષ્યનો એક નાનકડા ભાગનો કાર્યક્રમ નથી, પણ જન્મથી મૃત્યુ પર્યંત ચાલનારી

એક અખંડ સાધના છે. તે તેનાં સર્વે કામોમાં — મહેનતમાં તેમ જ ફુરસદમાં, સુખના તેમ જ દુઃખના પ્રસંગોમાં — સાધવાની છે, અને તે દ્વારા જીવનની સફળતા મેળવવાની છે. એમાં દેહ કે મન, ધર્મ અર્થ કામ કે 'મોક્ષ' એકેયની અવગણના ન કરી શકાય, તેમ તે સર્વેને એકેકથી અળગાંયે ન વિચારી શકાય. તેમાં વ્યવસ્થા, સુઘડતા અને સુંદરતા પણ જોઈએ જ. એ કેળવણી શ્રમને વિરોધી ન હોય અને ફુરસદનો દુરુપયોગ કરનારી ન હોય. એ જીવનને એવું ધ્યેય પૂરું પાડનારી હોવી જોઈએ કે "જેને માટે (મનુષ્યે) મરવા પણ તૈયાર થવું જોઈએ, તેમ જ જીવવા પણ તૈયાર થવું જોઈએ."

આ તો એમનાં પ્રતિપાદનોનો થોડોક જ ભાગ મેં મૂક્યો છે. આખું પુસ્તક અરૂઢ સ્વતંત્ર વિધાનોથી ભરેલું છે, અને વિચારને નવી જ દિશા આપે છે. એથી કેળવણી કે જીવનનો ચોખ્ખો અને છેલ્લો નકશો મળી જાય છે એમ તો ન કહેવાય; કારણ કે, શરૂઆતમાં કહ્યું તેમ, જીવન એટલું સર્વવ્યાપી છે કે તેનું સમગ્ર દર્શન શક્ય જ નથી. એક ખૂણેથી તેના નાનકડા ભાગનું જ આપણને તેનું આકલન થાય છે. દા. ત. આપણાં સર્વે દર્શનો હજુ મનુષ્યને વિશ્વથી અને સમગ્ર માનવજીવનથીયે જુદી પાડી શકાય એવી એક એક સ્વતંત્ર વ્યક્તિ સમજીને જ નિરૂપણ કરે છે. મોક્ષ અને ભોગ, ઉદ્ધાર અને બંધન, ઉન્નતિ–વિકાસ–પ્રગતિ કે અવનતિ, હ્રાસ અને નિષ્ફળતા, એ સર્વેમાં વ્યક્તિને જ એકમ સમજીને આપણે વિચારી અને વર્તી રહ્યા છીએ. પ્રત્યગાત્મા તથા બ્રહ્મના વસ્તુતઃ અભેદનું પ્રતિપાદન કર્યું છે ખરું; પણ, છતાં, પ્રત્યગાત્માના કોઈક રીતે બ્રહ્મથી અલગ અસ્તિત્વ, વિકાસ, બંધન, મોક્ષ વગેરેને આપણે ભૂલી શકતા નથી. પરિણામે,

જેમ આપણે કેળવણીને અંગે વિચારાતા ભિન્ન ભિન્ન વિષયોનો સમન્વય સાધી શકતા નથી, તેમ જ વ્યક્તિઓ અને સમાજ, સમાજો અને સમગ્ર માનવજીવન, માનવજીવન અને વિશ્વજીવન વચ્ચે પણ સમન્વય સાધી શકતા નથી. પહેલા સમન્વયને અભાવે દરેક માણસને પોતાના મનમાં જ રાતદિવસ ઝઘડો ચાલ્યા કરે છે; બીજા સમન્વયને અભાવે બાહ્ય સંસારમાંયે ઝઘડો ચાલ્યા જ કરે છે. એ સમન્વય કરી આપનારું દર્શન-શાસ્ત્ર તો જ્યારે નિર્માણ થાય ત્યારે ખરું. આવાં પુસ્તક તે શોધ પ્રત્યે જવામાં પગથિયાં રૂપ ગણી શકાય. આમ કહેવામાં આ પુસ્તકની કિંમત ઘટાડતો નથી, પણ સત્યની શોધ કેટલી ગહન છે તે જ સૂચવું છું.

સેવાગ્રામ
૨૬ જૂન, ૧૯૪૨

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

૧

# પ્રાસ્તાવિક

મારા જીવનનાં ઘણાં વર્ષો મેં ફિલસૂફીના અભ્યાસમાં, એટલે કે જુદા જુદા જમાનાની અને દેશોની વિજ્ઞાનવિષયક, તત્ત્વજ્ઞાનવિષયક, ઈશ્વરવિષયક, તેમજ સામાજિક અને રાજકીય વિચારસરણિઓથી વાકેફ થવામાં ગાળ્યાં છે. મારા એ અભ્યાસ દરમ્યાન બહુ મોડે મેં એક શોધ કરી. તે શોધ, બીજાં ક્ષેત્રોમાં કરાતી શોધોની માફક, મેં મારી જાતે ન કરી ત્યાં સુધી, મારા ખ્યાલમાં જોઈએ તેટલી ઠસી ન હતી. અને એ શોધ એ રીતે સ્વાનુભવથી થઈ હોવાને કારણે જ, કાંઈક સાક્ષાત્કાર થયો હોય તેટલી તીવ્રતાથી, તેણે મારા મનમાં પ્રકાશ કરી મૂક્યો; અને હું જે કાંઈ મારા શિક્ષકો પાસેથી શીખ્યો હતો, તે બધું મને ફરીથી વિચારી જોતો કરી મૂક્યો. તેની સાથે સાથે જ કેળવણીની બાબતમાં એક નવી ભાવના માટે મારામાં તમન્ના જાગી.

મેં શોધી કાઢ્યું કે, ફિલસૂફીના વિવિધ સિદ્ધાંતો હું જેવા ધારતો હતો — અને તેઓમાંના કેટલાક તો જેવા દેખાવાનો ઢોંગ કરતા હતા — તેવા નહોતા. પહેલાં હું એમ માનતો હતો કે, તે બધાનો ઇરાદો, હું જે જગતમાં રહું છું તેને વિષે, અથવા તે જગતના રહેવાસી તરીકે મારે વિષે અને મારા જેવા બીજા માનવ-બંધુઓ વિષે માહિતી આપવાનો છે. હું એમ માનતો કે, તે બધાનો એકમાત્ર ઉદ્દેશ જ્ઞાન છે. અને તે જ્ઞાન એટલે પણ એક યા બીજી વસ્તુ વિષે — જીવ, જગત અને ઈશ્વર વિષે — માહિતી. અને આ માહિતીનો ઘણો મોટો ભાગ મને પુસ્તકો

અને શાળાના શિક્ષણ મારફત મળ્યો હોઈ, મોટે ભાગે પુસ્તકિયા હોવાથી, કોણ જાણે કેવી રીતે હું એવું માનતો થઈ ગયો હતો કે, જ્યાં સુધી કોઈ જ્ઞાન પુસ્તકમાં કે વ્યાખ્યાનમાં ઉતારવામાં આવ્યું ન હોય કે ઉતારી શકાય તેવું ન હોય, ત્યાં સુધી તેને જ્ઞાન કહી જ ન શકાય. મારું તમામ જ્ઞાન પુસ્તકમાં કહેલું કે વ્યાખ્યાનમાં કહેલું જ હતું; અને તેવા જ્ઞાનને જ હું જ્ઞાન કહેતો.

હું કબૂલ કરું છું કે, એ બધી મારી મૂર્ખાઈ હતી. પરંતુ તેમાં મારી મૂર્ખાઈનો જેટલો વાંક હતો, તેટલો જ જે તંત્ર નીચે હું કેળવણી પામ્યો હતો તે તંત્રનો પણ હતો.

પરંતુ જેમ જેમ હું આ પુસ્તકિયા ફિલસૂફીઓને વધારે ને વધારે ઊંડે ઊતરી તપાસતો ગયો, તેમ તેમ મને દેખાતું ગયું કે, તે બધીમાં હું ધારતો હતો તેથી વધારે રહસ્ય છુપાયેલું છે. અને એ રહસ્ય, જ્યારે આપણે ચોપડી વાંચવી પૂરી કરીને શાંતિથી બેસી આપણી જાતને એવો પ્રશ્ન પૂછીએ કે, ‘આ બધાનો અર્થ શો ?’ — ત્યારે જ આપણને સમજાય છે. મને પણ ત્યારે જ સાક્ષાત્કાર જેટલા પ્રકાશથી દેખાયું કે, બધી ફિલસૂફીઓ અને અપવાદ વિના બધાં વિજ્ઞાનશાસ્ત્રો — જેમની સાથે આપણે મળતા થઈએ તે, તેમ જ જેમની સાથે મળતા ન થઈએ તે પણ, — અમુક વિશિષ્ટ પ્રકારે જીવવા માટેના, અને બીજે પ્રકારે જીવવાનું તજવા માટેના હુકમરૂપ છે. માહિતીની પાછળ હંમેશાં કોઈ હુકમ રહેલો હોય છે; એ હુકમો જ માહિતીના સોંગમાં છુપાયેલા તત્ત્વરૂપ હોય છે.

તે વખતે મને સાથે સાથે સ્ફુર્યું કે, બધા જ પ્રકારનું જ્ઞાન — જે હું ચોપડીમાંથી મેળવું છું તે, તેમ જ કુદરતના પ્રકાશ મારફત મને જગતનું જે કાંઈ જ્ઞાન થાય છે — તે બધું જ એ જાતનું તો નહીં હોય? તે બધાની પાછળ અમુક રીતે જ જીવવાનો અને તમુક રીતે ન જીવવાનો હુકમ તો નહીં છુપાઈ

રહેલો હોય? દાખલા તરીકે, હું રાત્રે ઊંચે તારાઓથી ભરેલા આકાશમાં નજર કરું છું ત્યારે જે ભવ્ય દેખાવ નજરે પડે છે, તે પણ કોઈ હુકમને છુપાવાની જગા તો નહિ હોય? એ પણ, 'આ થા, તે ન થઈશ' એ જાતનો હુકમ કોઈ પુસ્તકની મદદ વિના મને કરવાની વિશ્વની અનોખી રીત તો નહિ હોય? સાથે સાથે જ મને યાદ પણ આવ્યું કે, કેટલાક ફિલસૂફો અને કેટલાક કવિઓએ આકાશદર્શન માણસને શું શીખવે છે એ જાતની કલ્પનાઓ કરેલી પણ છે. ધીમે ધીમે મને ખાતરી થતી ગઈ કે, આ જગતની જે કોઈ નિયમબદ્ધ અને ભવ્ય, દૃઢ અને અચળ, સુંદર અને પ્રશસ્ત વસ્તુ છે, તે બધી જ મને તેમના જેવો થવાને પડકાર કરતા નમૂનારૂપ – આદર્શરૂપ – દૃષ્ટાંતરૂપ છે, તેમ જ હું ગમાર ન બનું તે માટે મને અપાતી ચેતવણીરૂપ છે.

એ દિવસ બાદ મેં ફિલસૂફી, વિજ્ઞાન, ન્યાય, નીતિ, વગેરેને લગતી જે કોઈ ચોપડી વાંચી હશે, કે જે કોઈ વ્યાખ્યાન સાંભળ્યું હશે, તે દરેકની પાછળ છુપાઈ રહેલો હુકમ પકડી પાડવાનો પ્રયત્ન કર્યા વિના હું રહ્યો નથી. હું તરત જ જાણી ગયો હોઉં છું કે, એ લેખક કે વ્યાખ્યાતા મને અમુક હુકમો જ કરતો હોય છે; ભલે તેની કહેવાની રીત મીઠી હોય, સમજૂતીભરેલી હોય, કે કોરી માહિતી જ આપવાનો દેખાવ કરતી હોય; પરંતુ અંતે તો તે લેખક છૂપી રીતે મને કહેતો જ હોય છે કે, 'અલ્યા, આમ કર, નહિ તો મૂઓ જ સમજજે!'

પોતપોતાના વિષય પૂરતી પ્રયોગસિદ્ધ માહિતી આપવાનો જ ઇરાદો રાખતું કોઈ પણ વિજ્ઞાનશાસ્ત્ર પણ એવું નહીં બતાવી શકાય કે જે ઊંડા ઊતરીને જોતાં છેવટે પ્રસ્તુત વિષય પૂરતો સાચી રીતે વિચાર કરવાના કે તેને લગતી બાબતમાં યોગ્ય રીતે આચરણ કરવાના હુકમના પ્રકારાંતરે કથનરૂપ ન હોય. સામાન્ય ગુણાકારનો દાખલો પણ તેમાં અપવાદરૂપ

નથી! સાતને નવે ગુણતાં ૬૩ થાય, એ સાદી માહિતી પાછળ એ હુકમ છુપાયેલો છે કે, જ્યારે તમે તમારું નામું લખો કે બિલનાં નાણાં ચૂકવો, ત્યારે ૬૩ જ ગણજો, નહીં તો ખાડામાં ઊતરશો!

આ બધા તથા આવા બીજા અનેક દાખલાઓમાંથી શો નિર્ણય તારવવાનો છે? એ બધાનું તાત્પર્ય શું છે? એ પ્રશ્નનો જવાબ હું મારા પોતા પૂરતો આપી શકું; પરંતુ એ જવાબ ઉપરથી સમજાઈ જશે કે, કેળવણી વિષેના પુસ્તકમાં પ્રસ્તાવના તરીકે આ ભાગને મેં શા માટે મૂક્યો છે. એ જવાબથી આ પુસ્તકમાં આવતા નિબંધો અને વ્યાખ્યાનોની પીઠ-ભૂમિકામાં જે વિશિષ્ટ ફિલસૂફી રહેલી છે (એવડો મોટો શબ્દ વાપરવા બદલ વાચકો મને ક્ષમા કરશે) તે સમજાઈ જશે. તે ફિલસૂફી કંઈક આવી છે:

જે છે તેના ઇંદ્રિયજ્ઞાન દ્વારા નહીં, પણ જે હોવું જોઈએ તેના આંતરિક ભાન દ્વારા વસ્તુતત્ત્વ આપણને વધારે સમજાય છે. વધુ ચોકસ શબ્દોમાં કહીએ તો, 'જે છે' તેનું ઇંદ્રિયજ્ઞાન 'જે હોવું જોઈએ' તેના આંતરિક ભાન દ્વારા જેટલે અંશે અર્થયુક્ત બને છે, તેટલે અંશે જ તે આપણને વસ્તુતત્ત્વ સુધી પહોંચાડે છે. આપણી આજુબાજુના જગત વિષેનાં આપણાં ઇંદ્રિયજ્ઞાન પોતાની મેળે તો તદ્દન ભ્રામક જ હોય છે. વિજ્ઞાન આવીને તે બધાંને ખુલાસાવાર વ્યવસ્થિત કરે, તેથી તે બાબતમાં કશો ફેર નથી પડતો; પડતો હોય તો એટલો જ કે, પહેલાં તે બધાં જ્ઞાન છૂટાં છૂટાં આપણને ભ્રમમાં નાખતાં હતાં, હવે તેઓ એકઠાં થઈને—અને તે જ કારણે કદાચ વધુ અસરકારક રીતે—આપણને ભ્રમમાં નાખે છે. પોતાની મેળે તો તેઓ વસ્તુતત્ત્વના બાહ્ય આવરણરૂપ જ છે, વસ્તુતત્ત્વરૂપ નથી. વસ્તુતત્ત્વ તો 'શું હોવું જોઈએ' એના આંતરિક ભાનથી પ્રગટ થાય છે. જે આંતરિક ભાનને તે

બધાં ઇંદ્રિયજ્ઞાનો આવૃત કરતાં હોય છે, તેના વડે તેમનું રહસ્ય પ્રગટ ન થય તો તે બધાં છેક જ અર્થહીન, તથા ખાલી બકવાટ કરતા ઓળા જેવાં, કોઈ મૂર્ખ માણસે કહેલી વાત જેવાં, નર્યા અવાજ અને જુસ્સાથી ભરેલાં પણ અર્થ વિનાનાં હોય છે. પરંતુ ઉપર જણાવેલા આંતરિક ભાનથી એક વાર તેમનું રહસ્ય પ્રગટ થયું, એટલે તે બધાં ભારે અર્થપૂર્ણ બની જાય છે. આપણાં બધાં ઇંદ્રિયજ્ઞાન — જેમને સંક્ષેપમાં બાહ્ય જગતનું જ્ઞાન કહેવામાં આવે છે — તે આપણી પાસે કસોટીએ ચડી, સાચું-જૂઠું, સારું-ખોટું, હોવું જોઈએ કે ન હોવું જોઈએ — એ રીતની કિંમત કરાવવા માટે આવે છે; અને જ્યાં સુધી તેમની તે રીતે કસોટી થઈને કિંમત નક્કી ન થાય, ત્યાં સુધી આપણને તેમની સાથે કશી લેવાદેવા હોતી નથી, આપણને તેઓમાં કશો રસ નથી: તેઓ હો કે ન હો એ આપણે માટે સરખું છે.

આ બધાને બીજી રીતે કહીએ તો એમ કહી શકાય કે, વસ્તુતત્ત્વનું પારમાર્થિક રૂપ 'આજ્ઞાર્થક' છે. વસ્તુતત્ત્વ એ કહેવાય, કે જેનો હુકમ માન્ય રાખવો જોઈએ, જેનું અનુસરણ કરવું જોઈએ, જેનું આચરણ કરવું જોઈએ. તેની ભાષા હંમેશાં આજ્ઞાર્થક હોય છે; અને જે નિરૂપણમાં 'જે છે' તેનું વર્ણન માત્ર કરેલું હોય છે, તે બધાં તેનાં ખોટાં ભાષાંતર છે. પહેલો હુકમ આવ્યો કે, 'પ્રકાશ થાઓ', અને પછી પ્રકાશ થયો. પહેલો હુકમ અને પછી ઘટના. વસ્તુતત્ત્વનું નિરૂપણ કરતી વેળા આપણે પણ તે જ ક્રમને અનુસરવું જોઈએ; નહીં તો આપણે અવળે માર્ગે ચડી જઈશું.*

---

*આ વસ્તુને લેખક પોતાના 'સર્વોદયની જીવનકળા' નામક પુસ્તકમાં (પા. ૧૭૫) આ પ્રમાણે કહે છે: "અંતે સત્યમાત્ર આજ્ઞાર્થક છે. તેને તમે જરા ઊંડે સુધી તપાસવાનો પ્રયત્ન કરશો કે તરત કોઈ આજ્ઞા જ તમારા હાથમાં આવશે. સત્ય હંમેશાં

તમને સહેજે સ્ફુરતી વસ્તુતત્ત્વની કોઈ પણ વ્યાખ્યા લો, અને તમને જણાશે કે, એ વ્યાખ્યાનું रहस्य તેમાંથી નીકળતા હુકમમાં જ રહેલું છે. માનો કે આપણે એવી વ્યાખ્યા કહી કે, 'પરમતત્ત્વ ભૌતિક છે.' તો પછી તમારું જીવન તે અનુસાર ગોઠવવા લાગી જાઓ! જો પરમતત્ત્વ ભૌતિક હોય, તો બધાં બુદ્ધિશાળી પ્રાણીઓને માથે ફરજ આવી પડે છે કે, તેમણે પરમતત્ત્વ ભૌતિક હોય એ રીતે જ જીવન જીવવું જોઈએ, અને તે બીજું કાંઈ હોય એ રીતે નહીં! વસ્તુતત્ત્વ ભૌતિક નથી એ માન્યતા ઉપર રચાયેલા જીવનના બીજા બધા પ્રકારો, કે કસોટીનાં બધાં ધોરણો હવે તમારે માટે ખોટાં છે,— એવી જાતનાં છે કે जे न होवां जोईए — તેમને હોવાનો હક નથી, અને તમને તેમની સામે થવાનો હવે હુકમ છે. પરમતત્ત્વ આધ્યાત્મિક છે એવું માનનારાને જ બધી જવાબદારીઓ વળગે છે, એવું કાંઈ નથી; તેમ જ પરમતત્ત્વને ભૌતિક કહેવાથી એ બધી બલાઓમાંથી બચી જવાશે એમ રખે માનતા. તમારે बीजी जातनी જવાબદારીઓ વહોરવાની આવશે એટલું જ; અને અનુભવે કદાચ તમને ઓલામાંથી ચૂલામાં પડવા જેવું જ લાગશે!

આ વસ્તુનું ભાન થતાં જ હું શાળા અને પુસ્તકોએ નાખેલી તંદ્રામાંથી સફાળો ઝબકી ઊઠયો. મને સમજાયું કે, હું તો એક તગાદો કરનારા વિશ્વમાં રહું છું; ત્યાં મારી કે કોઈની બાધાઈ કે આડાગી ચાલવાની નથી. મારે માથે તાકીદ છે કે, મારે માણસ બનવાનું છે, ગમાર નહીં. અને જો મેં તેની અવગણના કરી, તો મારું આવી જ બન્યું જાણવું! એકે ઝપાટે મારી જીવન-ફિલસૂફીનું મધ્યબિંદુ 'જે છે તેની माहिती'

સક્રિય રીતે પ્રવૃત્તિ કરવાની દિશા સૂચવે છે, નહિ કે અક્રિય રીતે ઝાલી રાખવાનો કોઈ मुकाम. તે वस्तु નહિ પણ क्रिया છે, ખાલી અસ્તિ-ભાતિત્વ નહીં પણ શક્તિ છે."

ઉપરથી ખસીને 'જે હોવું જોઈએ તેના માન' ઉપર આવી ગયું. સાથે સાથે જ, 'શું હોવું જોઈએ' એ વિષેની મારી કલ્પના પણ વિસ્તૃત બની ગઈ. મેં જોયું કે, પહેલાં હું માનતો હતો તેમ, નીતિનિયમ ખોટી રીતે આચરણ કરનારાઓને જ નહોતો લાગુ પડતો, પરંતુ ખોટી રીતે વિચારનારાઓને પણ એટલી જ તીવ્રતાથી લાગુ પડતો હતો; અને જેટલી ઈથી તે ખોટાં કર્મનો નિષેધ કરતો હતો, તેટલી જ ડકાઈથી ખોટી રીતે વિચાર કરવાનો પણ નિષેધ કરતો હતો. તે દિવસથી માંડીને મારો 'પરમતત્ત્વ' વિષે ચર્ચા કરવા પૂરતો જ જે રસ હતો, તે ઘણો ઓછો થઈ ગયો; અને તેની આજ્ઞા સમજી તેનું પાલન કરવાનો રસ વધતો ગયો.

મારે કબૂલ કરવું જોઈએ કે, મારી અંદર થયેલી આ ક્રાંતિએ મારા દૃષ્ટિબિંદુમાં અમુક પ્રકારની કઠોરતા આણી દીધી, અને તેને કારણે મારામાં કાંઈક સવાઈ-મહાત્માપણું આવી ગયું. એ વસ્તુ ઘૃણાસ્પદ છે, અને હજુ પણ અજાણતાં હું તેમાં સરકી પડતો હોઈ, તેનાથી ઘણો બીતો રહું છું. પણ જ્યારે મને માલૂમ પડ્યું કે, ખોટી હોવાને કારણે કે દુષ્ટ હોવાને કારણે જે વસ્તુને હોવાનો હક નથી, તેની સામે સતત યુદ્ધ ખેલ્યા કરવાનો મને હુકમ છે, ત્યારે મને દેખાવા લાગ્યું કે, તે હુકમનો અવાજ, કે જે પ્રથમ તો મને સત્ય અને શિવ સંબંધી કઠોર હુકમો કરતો દેખાતો હતો, તે બદલાતો ગયો અને સત્ય તથા શિવના આનુષંગિક એવા સૌંદર્યનું જાણે ગીત હોય તેવો બની ગયો. તેની સાથે મારા દિલમાં આહ્લાદ વ્યાપી રહ્યો, અને નીતિનિયમની વિષમ ભૂમિ ઉપર ઊજળો પ્રકાશ છાઈ રહ્યો. આ પુસ્તકમાં આગળ મારે સૌંદર્ય વિષે વધુ કહેવાનું છે. કાળમુખાપણારૂપી મોટા દોષો, અને સવાઈ-મહાત્માપણા જેવા નાના દોષોના ઇલાજ તરીકે સૌંદર્યના સ્પર્શ સમાન બીજું કાંઈ નથી.

પરંતુ હવે તો વાચકની ધીરજ ખૂટવા લાગી હશે. તેને થવા લાગ્યું હશે કે, આ બધી વાતને 'કેળવણી' સાથે શી લેવાદેવા છે? તેનો જવાબ સાદો જ છે. આ ચોપડીમાં કેળવણીને હું વિશ્વે આપણી પેઢીને કરેલી કઠોર તાકીદરૂપ જ ગણીને ચાલવાનો છું, — એવી તાકીદ કે જેને આપણે માથે ચડાવવી જોઈએ, અથવા સર્વનાશ માટે તૈયાર થવું જોઈએ. હું આ પુસ્તકમાં કેળવણીનો કોઈ સિદ્ધાંત રજૂ કરવા માગતો નથી; અને જો કોઈ સિદ્ધાંત હોય પણ, તો તેમાંથી નીકળતા કોઈ તાકીદના હુકમના અર્થ સિવાય (અને તે હુકમ કરનાર વસ્તુતત્ત્વ હશે, હું નહીં) તેનો બીજો કશો અર્થ નહીં થતો હોય. માત્ર ચર્ચાના વિષય તરીકે કેળવણીની બાબતમાં મને કશો રસ નથી. મારો અનુભવ છે કે, ઘણી સારી વસ્તુઓ પૂરતી ચર્ચાના અભાવ કરતાં વધારેપડતી ચર્ચાઓથી વણસે છે. કેળવણી તો સમગ્ર સંસ્કૃતિ ઉપર વસ્તુસ્વભાવે કરીને નાખવામાં આવેલી જવાબદારી છે; અને જે કોઈ સ્ત્રી કે પુરુષ સાચા અને ખોટા વચ્ચેનો, કે કઈ વસ્તુ હોવી જોઈએ અને કઈ ન હોવી જોઈએ તેની વચ્ચેનો ભેદ સમજે છે, તેણે એકીસાથે ગુરુ અને શિષ્ય થઈને એ કામમાં ફાળો આપવાનો છે. 'આત્માને જાણ' એ મહાવાક્યનો અર્થ અહીં 'તારા આત્માને — અને અર્થાત્ જ બીજાં બધાના આત્માઓને પણ — કેળવણીની જરૂરવાળા જાણ', એવો જ કરવામાં આવનાર છે. તત્ત્વજ્ઞાનના બધા સિદ્ધાંતો કે બધાં વિજ્ઞાનશાસ્ત્રોએ ગુપ્ત રીતે કે પ્રગટપણે કરેલા હુકમો અને વિધાનોની પરાકાષ્ઠા એમાં જ છે.

૨

# સંસ્કૃતિનો પાયાનો ઉદ્યોગ: કેળવણી

કેળવણીને હું સમાજે આદરવાનું એક સાહસ ગણું છું, કે જેને યથાયોગ્ય રીતે પાર પાડવા માટે આખા સમાજનાં તાકાત, બુદ્ધિશક્તિ, આત્મબળ અને વીરતાને ભરતી કરી કામે લેવાં જોઈએ. ગયા મહાયુદ્ધ દરમ્યાન સિદ્ધ થઈ ચૂક્યું છે કે, જરૂર પડે તો એ જાતની સાર્વત્રિક ભરતીનું કામ આજના સમાજોની શક્તિ બહારની વસ્તુ નથી. અલબત્ત, એ ભરતી જુદા જ પ્રયોજનસર કરવામાં આવી હતી; પરંતુ એવી ભરતીની જરૂર આજે એટલી જ તીવ્રતાથી — અને જેમને આંખો છે તે તો જોઈ શકશે કે એથી પણ વધુ તીવ્રતાથી — ઊભી થઈ છે; અને એ જરૂર પૂરી પાડવામાં આવે કે ન આવે તેના ઉપર જ આપણી આખી સંસ્કૃતિનું ભાવી તોળાઈ રહેલું છે.

લાંબા વખતથી યુદ્ધનો 'નૈતિક અવેજ' શોધાતો આવ્યો છે. એ નૈતિક અવેજ કેળવણી જ છે, એવું મારું માનવું છે. કારણ કે, તેને માટે કરવી પડતી ભરતીમાં સમાજના બધા વર્ગોએ પોતપોતાનો ફાળો આપી, નાયકો કે સૈનિકો પૂરા પાડવાના છે. અને તેમાં તાકાતદાર મનવાળા તેમ જ તાકાતદાર શરીરવાળા — એ બંને વસ્તુઓ છૂટી પાડી શકાય તેવી નથી જ — દરેક નાગરિકને જોડવાનું છે: મજૂર તેમ જ માલિક, ઉદ્યોગપતિઓ કે ધંધાદારીઓ, કળાકારો કે લેખકો, પાદરીઓ કે સામાન્ય પ્રજાજનો — બધાને જ તેમાં ભરતી થવાનું છે કે ભરતી કરવાના છે. રાજદ્વારી નેતાઓને પણ,

બીજાઓ લડતા હોય ત્યારે ઘેર રહીને ભાષણો કરવાની ટેવ છોડવી પડવાની છે. જે વ્યૂહરચના, હિંમત, અને કુશળતા અત્યાર સુધી રણક્ષેત્ર ઉપર જ આવિષ્કાર પામતાં, તેમને હવે એક નવી જાતના યુદ્ધમાં દાખવવાનાં છે. એ યુદ્ધ પણ પેલાં યુદ્ધો કરતાં ઓછું મુશ્કેલ કે ઓછું જોખમભરેલું નથી જ; તથા તેમાં બધી જ સ્ત્રીઓ અને બધા પુરુષોને સૈનિક તરીકે સામેલ થવું પડવાનું છે. એ યુદ્ધ તે માનવજાતિના બે કટ્ટર શત્રુ — અજ્ઞાન અને અણઆવડત — તેમની સામેનું યુદ્ધ છે.

સામ્યવાદે જમીન, મૂડી, યંત્રો વગેરે 'ધનની ઉત્પત્તિનાં સાધનો'ને આખા સમાજની સમાન માલકીનાં બનાવવા ઉપર પોતાનું બધું લક્ષ કેંદ્રિત કર્યું છે; પરંતુ ધનની ઉત્પત્તિનું મોટામાં મોટું સાધન તો આત્મા વડે ચેતન બનેલું મનુષ્યનું શરીર છે, તથા તેના સહકાર વિના બીજાં બધાં સાધનો નિરર્થક પણ છે — તે બીના તરફ તો તેણે સંપૂર્ણ દુર્લક્ષ કર્યું છે, અને એ રીતે પોતાની નિષ્ફળતા વહોરી લીધી છે અથવા પ્રાપ્ત કરી છે. કારણ કે જ્યાં સુધી મનુષ્યની સમાનતા ન સાધી, ત્યાં સુધી બીજી બધી વસ્તુઓની સમાનતા સાધવાનો પ્રયત્ન જ વ્યર્થ છે. 'તકની સમાનતા' 'આવકની સમાનતા' કે બીજી ગમે તેની સમાનતાની સાથે સાથે માણસની અસમાનતા સંભવી શકે છે; અને એમ ને એમ તો પેલી બધી સમાનતાઓ એ અસમાનતામાં જ પરિણામે. મનુષ્યની સમાનતા સિદ્ધ કરવી, — અને એ જ સમાનતા માટે લડવા જેવું પણ છે — એ કેળવણીનું કાર્ય છે. તે સિદ્ધ કરવા માટે કેળવણીને આજની તેની પુસ્તકિયા શૃંખલાઓમાંથી મુક્ત કરવી જોઈએ, અને તેને આખા સમાજના પીઠબળવાળા એક સામાજિક સાહસ તરીકે હાથ ધરવી જોઈએ. એ સિવાય આપણી સંસ્કૃતિને તેની આંતરિક છિન્નભિન્નતા અને અંતિમ વિનાશમાંથી બીજું કાંઈ બચાવી શકે તેમ નથી.

અત્યાર સુધી જગતનાં મહાન રાષ્ટ્રોનું સંગઠન લડાયક સંસ્થારૂપે થતું આવ્યું છે. એ સંગઠનનો બીજો કોઈ અવેજ ઊભો કર્યા વિના, તેને તોડી પાડવાના સીધા પ્રયત્નો જરૂર નિષ્ફળ જ નીવડે. કારણ કે, બીજો કોઈ અવેજ ઊભો કર્યા વિના સમાજને સંગઠિત કરનારા એ મુખ્ય પ્રયોજનનો નાશ કરવામાં આવે, તો સામાજિક સંક્ષોભ જ મચ્યો રહે, અને જુદા જુદા ટુકડાઓ રૂપે વીખરાઈ ગયેલી પ્રજાઓ પરદેશી સાથે લડવાને બદલે આપસઆપસમાં જ લડી મરે. અર્થાત્ બાહ્ય કલહો અટકાવવા જતાં આંતરિક કલહ જ તીવ્ર બને. આમ, યુદ્ધનો અવેજ શોધી કાઢ્યા વિના યુદ્ધને નાબૂદ કરવું એ તો જગત ઉપર એક મહાન આફત જ નોતરવા જેવું થાય. કારણ કે તેને પરિણામે, સંગઠનના એકમાત્ર પ્રયોજનનો જ નાશ થવાથી, અત્યારે જ સારી પેઠે વધી ગયેલો માનવ અધઃપાત તેની છેલ્લી કક્ષાએ જઈ પહોંચે. ગત મહાયુદ્ધ બાદ જ્યારે લાખો અને કરોડો સ્ત્રીપુરુષો રગસિયા જગતમાં પાછાં ફેંકાયાં, ત્યારે કેવી અવદશા ચોતરફ પ્રવર્તી રહી, તે સૌ કોઈ જાણે છે. કારણકે, તેઓ "મરવા તૈયાર થાઓ, અથવા મરણ કરતાંય ભૂંડો તેજોવધ સહન કરો" — એવા તેમની ઉપર આવી પડેલા પડકારમાંથી એકદમ મુક્ત થઈ ગયાં, અને જેને માટે મરી શકાય અને તેથી જ જેને માટે જીવી શકાય — એવી કોઈ બીજી બાબત તેમને મળી નહીં. પરિણામે, ગઈ કાલની વીરાંગનાઓ આજની ચાલાક ચપળાઓ બની ગઈ; ગઈકાલના રણવીરો આજના ભાષણિયા રાજદ્વારી નેતાઓ બની ગયા; અને બાકીનો આમસમુદાય કાં તો ચળવળિયા મજૂરોનો વર્ગ બની રહ્યો, કે બેકાર બની સરકારે આપેલા બેકારી-ભથ્થા ઉપર જીવવા લાગી ગયો. માનવહૃદયમાં રહેલી વીરવૃત્તિ, કે જે હંમેશાં કાંઈ ને કાંઈ ભક્ષ માટે ભૂખી જ રહેતી હોય છે, તેને જે જગતમાં અચાનક ખોરાક મળતો

બંધ થઈ જાય તથા તેનો કાંઈ જ ઉચિત અવેજ પણ ન મળી રહે, તે જગતમાં તે સ્ત્રીપુરુષો બીજું કરે પણ શું? કારણ કે, વીરોને વસવા લાયક જગત તો તેને જ કહી શકાય કે જેમાં વીરોને ઉચિત વીરતા દાખવવાનું ક્ષેત્ર મળ્યાં કરે. મહાયુદ્ધના સમય દરમ્યાન આખા સમુદાયને તેવું કાંઈક ક્ષેત્ર મળ્યું હતું; 'સુલેહ'ના દિવસોમાં તે મળતું બંધ થઈ ગયું. યુદ્ધ પછી કરવાની મહાભારત 'પુનર્રચના'ની વાતો અવશ્ય ચાલ્યાં કરતી હતી; પરંતુ જ્યારે સૌ સમજી ગયા કે એ 'પુનર્રચના'માં સામુદાયિક એશઆરામ સિવાય બીજો કોઈ ઉચ્ચ આદર્શ નહોતો, અને તેનો મોટો ભાગ ભાષણબાજીનો જ બનેલો હતો, ત્યારે બધા પોતાની જાતને પૂછવા લાગ્યા કે, સાચે જ એ વસ્તુમાં કાંઈ 'માલ' છે કે નહિ; અને જ્યારે બધાને માલૂમ પડ્યું કે. તેમાં કાંઈ માલ નથી, ત્યારે બધાની વીરવૃત્તિ પાછી તંદ્રામાં પડી ગઈ, અને આપણે બધા પૈસા એકઠા કરવાની, એકબીજા સાથે ઝઘડવાની, નાચ-ગાનની, અને ગદ્દાપચ્ચીસી કરવાની જૂની આદતોમાં ફરી પાછા મશગૂલ થઈ ગયા. કોઈ પણ સારી 'સમાજવ્યવસ્થા'ની અંતિમ કસોટી એ નથી કે, તે લોકોને 'પૂરતો નિર્વાહ અને પુષ્કળ આરામ' પૂરાં પાડે છે કે નહીં; ખરી કસોટી તો એ છે કે, તે માનવ હૃદયમાં રહેલી વીરવૃત્તિને પૂરતું અને સતત કામ આપ્યા કરે છે કે નહીં; તથા નાગરિકોના સમગ્ર સમુદાયને એવા કોઈ સહિયારા સાહસમાં નોતરે છે યા નહીં, કે જેને માટે તેમણે મરવા પણ તૈયાર થવું જોઈએ તેમ જ જીવવા પણ તૈયાર થવું જોઈએ. એ વસ્તુ સિવાયનો 'નિર્વાહ' માત્ર જડસુઓને પોષતો હશે, અને 'પુષ્કળ ફુરસદ' ગમારોની ફુરસદ બની રહી હશે.

મનુષ્યના સ્વભાવને સર્વાંશે માફક આવે એ રીતે યોજેલી કેળવણી દ્વારા મનુષ્યનું પુનરુજ્જીવન સાધવું, એ કામ યુદ્ધના

પ્રસ્તુત અવેજરૂપ છે. યુદ્ધની માફક તેને આખા સમાજે ઉપાડેલું સાહસ ગણીને ચલાવવાનું છે. ઉદ્યોગ, સાહિત્ય, કળા, ધર્મ — એમ સમાજનાં સૌ બળોને ધંધેદારી શિક્ષકોની મદદમાં યોજવાનાં છે. કોઈ વર્ગ કે વ્યક્તિએ ધંધેદારી શિક્ષકના હાથમાં ઘાટ ઘડવા માટે માટીના લોંદાની જેમ અક્રિયપણે સોંપાવાનું નથી; પણ દરેકે એ કામમાં સક્રિયપણે ભાગ લેવાનો છે અને ફાળો આપવાનો છે. દરેક જણે એકીસાથે ગુરુ તેમ જ શિષ્ય બનવાનું છે: પોતે જે બાબતમાં પછાત કે અજાણ હોય તે બાબતમાં તેણે શિષ્ય બનવાનું છે; અને જે બાબતમાં પોતે પાવરધો અને જાણકાર હોય, તે બાબતમાં ગુરુ બનવાનું છે. એ જ વસ્તુ આખા સમાજને પણ લાગુ પડે છે. જેમ તેણે પોતાના શાસક બનવાનું છે, તેમ જ શિક્ષક પણ બનવાનું છે. નહીં તો તે પોતાના ઉપર જાતે શાસન શી રીતે ચલાવે? કે તેનું કહેવાતું 'લોકશાસન' નકામું ફારસ બનતું શી રીતે અટકે?

આપણી પેઢી માટે યુદ્ધનો અવેજ કેળવણીના ક્ષેત્રમાં મળવાનો છે, એમ જ્યારે હું કહું છું, ત્યારે હું પેલી મર્યાદિત તેમ જ ટૂંકા સમયની પ્રવૃત્તિ, કે જેનો નીરસ ગણગણાટ શાળાના મકાન બહાર ઊભા રહીએ ત્યારે સંભળાય છે, તેને ખ્યાલમાં રાખીને નથી કહેતો. હું તો કેળવણીને આખા સમાજે આદરવાની એક મુખ્ય પ્રવૃત્તિ ગણીને વાત કરું છું. પ્રજાતંત્રમાં જેમ દરેક નાગરિક શાસક તેમ જ શાસિત તરીકેનો એમ બેવડો ભાગ ભજવે છે, તેમ કેળવણીમાં પણ દરેક નાગરિક શિક્ષક તેમજ શિષ્યનો બેવડો ભાગ ભજવતો હશે. કેળવણીની આ વ્યાપક કલ્પનામાં નિશાળનો પેલો ગણગણાટ નાબૂદ નથી થતો; જોકે તેની નીરસતા કદાચ નાબૂદ થઈ જાય ખરી. આજકાલ સૌનો ખ્યાલ એવો છે કે, કેળવણી એટલે ધંધેદારી વૈતરાઓ દ્વારા ચલાવાતી, તથા જેનો નીરસ ગણ-

ગણાટ શાળા કૉલેજોની દીવાલોની અંદર ચાલ્યા કરે છે, તે પ્રવૃત્તિ. પરંતુ કેળવણી વિષેનો એ ખ્યાલ પડતો મૂકી આપણે તેને એક અદ્ભુત રોમાંચક કર્મરૂપ, અથવા સમાજે તાકીદે દાખવવાના મહા પરાક્રમરૂપ ગણતા થવું જોઈએ. દરેક નાગરિકને તેમાં ખાસ લેવાદેવા હશે, અને તે પણ થોડા સમય પૂરતી નહીં, પણ આખા જીવન સુધી વ્યાપેલી. તેનું ક્ષેત્ર વિશ્વવ્યાપી હશે; આદિથી અંત સુધી તે માણસનું સર્વાંગીણ ઘડતર કરવા મથતી હશે; તથા તેનું ધ્યેય જ્ઞાનસર્વસ્વને માનવ કુશળતામાં પરિણમાવવાનું તથા તેને સામાજિક પ્રવૃત્તિના દરેક વિભાગમાં ઉત્તમતાની ઉપાસનામાં યોજવાનું હશે. આ જાતની વ્યાપક કલ્પનામાં કેળવણી એ તો, તત્ત્વજ્ઞાનની જે ગહનમાં ગહન વસ્તુ છે, આધ્યાત્મિકતાનો જે પરમ આદર્શ છે, અને તલ્લીનતાની જે અંતિમ કોટી છે, તેનો ધંધો બની જાય છે; અને આજે પણ એ ધંધામાં પડેલા ઉત્તમોત્તમ કાર્યકર્તાઓ માટે તે એવી જ વસ્તુ છે. કેળવણી એ પ્રમાણે શાળા-કૉલેજની વસ્તુ મટીને સામાજિક વસ્તુ બની જાય, ત્યારે જ તેને યુદ્ધના અવેજ તરીકે રજૂ કરી શકાય: ત્યારે જ તે એવી વસ્તુ બને કે જેને માટે મરવું ઉચિત ગણાય અને તેથી તેને માટે જીવવું પણ યોગ્ય મનાય. કેળવણીની એ વ્યાપક કલ્પનામાં ધંધેદારી શિક્ષકનું કામ, જગતમાં ચાલતા કામકાજ અને આનંદપ્રમોદ સાથે શાળા અને કૉલેજોને જોડનાર સાંકળની એક કડીરૂપ બની જાય છે. ભવિષ્યની શાળાઓ પહેલાં કદી નહીં સંભળાયો હોય. તેવા જુસ્સાથી ગૂંજતી હશે; પણ એ ગુંજારવ 'નીરસ' નહીં હોય.

અત્યાર સુધી આપણે એવું માનતા આવ્યા છીએ કે, કેળવણી એ તો કેળવાવા માટે આવેલાં બાળકો કે મોટેરાંના ટોળા ઉપર શિક્ષકો કે અધ્યાપકોના જાણકાર વર્ગ દ્વારા કરાતી વિશિષ્ટ ક્રિયા છે. એ ક્રિયામાં બાળકો વગેરે તો પેલા જાણકાર

વર્ગ માટે ઉપરથી નિયત થઈને આવેલા કાર્યક્રમ મુજબ ઘાટ ઘડવા માટેનો 'કાચો માલ' જ બની રહે છે. જોકે, આમ બનવું એ, માત્ર બાળકોની કેળવણીનો સવાલ છે ત્યાં પણ, ઉચિત નથી; પરંતુ જ્યાં પુરુષ કે સ્ત્રીની સર્વાંગીણ કેળવણીની વાત વિચારવાની હોય છે, ત્યાં તો ઉપરની કલ્પનાને બદલવી જ જોઈએ; અને જેમ જેમ આપણે સ્વ-રાજ ભોગવતા સમાજના સ્વ-શિક્ષણની કલ્પના તરફ જતા જઈએ, તેમ તેમ તે કલ્પના વધારે ને વધારે અઘટિત બનતી જાય છે. તેમાં તો આપણે બધાએ સક્રિયપણે સહભાગી બનવાનું હોય છે; એકાદ ક્ષણ આપણે શિષ્ય તરીકે નિષ્ક્રિય દેખાઈએ, તો તે બીજી ક્ષણોએ શિક્ષક તરીકે સક્રિય થવા ખાતર જ.

આપણે દૂરબીન તો ખરું વાપરતા આવ્યા છીએ, પરંતુ ખોટે છેડેથી! કેળવણીનો અર્થ કરતી વેળા આપણે બાળકો અને યુવાનોની કેળવણીને જ ધોરણ તરીકે સ્વીકારીએ છીએ; અને પછી કેળવણીમાત્રને શાળા અને કૉલેજમાં ચાલતી પદ્ધતિઓના વિસ્તારરૂપ જ ગણી લઈએ છીએ. હું આ પુસ્તકમાં તેથી ઊલટે છેડેથી શરૂઆત કરવાનું સૂચવવાનો છું. શાળા અને કૉલેજને જ કેળવણીમાત્ર અનુકરણ કરવાના કે વિસ્તારવાના આદર્શરૂપ માનવાને બદલે, હું તો એવો પ્રશ્ન કરવાનો છું કે, વ્યાપક સામાજિક કેળવણીની હારમાં શાળાઓ અને કૉલેજોની પ્રવૃત્તિઓને લાવી મૂકવા માટે તેઓમાં શા શા ફેરફારો કરવા જોઈએ? કેળવણીની આ વ્યાપક કલ્પનામાં સામાજિક કલ્પનાને જ મુખ્ય સ્થાન રહેશે, અને શાળાકીય કલ્પનાને ગૌણ સ્થાન રહેશે. અર્થાત્, હું તો સમાજના આધારસ્તંભરૂપ તેની જે મુખ્ય પ્રવૃત્તિઓ : બધા ઉદ્યોગો દ્વારા વ્યક્ત થતી જાતમહેનત, અને બધી કામનાઓ દ્વારા પ્રગટ થતી ફુરસદ — તેમની સાથે કેળવણીનો ગાઢ સંબંધ બાંધવાની વકીલાત કરું છું.

આજની કેળવણીનો ઇતિહાસ તપાસીએ તો એક અર્થમાં એ જાતનો સંબંધ તેમાં કલ્પાયેલો જ છે. આપણી અત્યારની શિક્ષણપદ્ધતિનું મૂળ ધંધેદારી શિક્ષણની કલ્પનામાંથી જ છે. તે પદ્ધતિને જાણી-બૂજીને અને જાણી-જોઈને અમુક વખતે અસ્તિત્વ ધરાવતા સામાજિક જીવનમાં વધારેમાં વધારે અગત્યના ગણાતા ધંધાઓની તાલીમ આપવાને માટે જ યોજવામાં આવી હતી. તે વખતે શબ્દજ્ઞાન મેળવી પાદરીનો ધંધો કરવો એ જ મુખ્ય ધંધો ગણાતો હતો. અને પ્રાથમિક શાળાથી માંડીને યુનિવર્સિટી સુધીની આપણી અત્યારની કેળવણીની આખી પદ્ધતિ એ ધંધામાં પ્રવીણતા આપવાને અર્થે જ યોજવામાં આવી હતી. એ પદ્ધતિમાં પછીથી અસંખ્ય ફેરફારો કરવામાં આવ્યા છે, પરંતુ તેની મુખ્ય રૂપરેખા તો હજુ તેના મૂળ નમૂના મુજબની જ રહી છે. હજુ પણ એ પદ્ધતિ એક એવા સમાજની ધંધેદારી આવશ્યકતાને અનુરૂપ છે કે જે હવે અસ્તિત્વમાં નથી. પરિણામ એ આવ્યું છે કે, અત્યારે જેને કેળવણી કહેવામાં આવે છે, તેનો ઘણો મોટો ભાગ — કેટલાકો તો તેને ⅘ જેટલો ભાગ કહે છે — વ્યર્થ જાય છે; કારણ કે તે જે જાતની સંસ્કારિતા ઉત્પન્ન કરે છે, તે અત્યારના સામાજિક જીવનને અનુરૂપ નથી. ભૂતકાળમાં એક વખત તે કાંઈક આવશ્યક પ્રયોજન સિદ્ધ કરતી હતી; પરંતુ અત્યારે તો તે કાંઈ જ પ્રયોજન સિદ્ધ નથી કરતી; અથવા તો એવું કોઈ પ્રયોજન સિદ્ધ કરે છે કે જે ધાર્યા કરતાં ઘણું જુદું છે અને ઇચ્છવા લાયક પણ ભાગ્યે જ કહેવાય.

પૈસા કમાવામાં ઉપયોગી એવા ધંધેદારી શિક્ષણની હું અહીં વાત નથી કરતો; હું તો એવા ધંધેદારી શિક્ષણની વાત કરું છું કે જે, માણસને સમાજના સભ્ય તથા વિશ્વના નાગરિક બનવાના તેના અગત્યના ધંધાને માટે સર્વાંગીણ તાલીમ આપે. એને માટે તો પુસ્તકિયા જ્ઞાનની પ્રાપ્તિથી પર વસ્તુની

જરૂર છે — જોકે તેમાં તેનો સમાવેશ થતો હશે ખરો. મેથ્યુ આર્નોલ્ડે સંસ્કારિતાની જે વ્યાખ્યા આપી છે કે, 'જે કાંઈ સર્વોત્તમ વિચારાયું છે કે કહેવાયું છે, તે જાણવું તે,' — તેના કરતાં કોઈ પર સંસ્કારિતાની તેને માટે જરૂર છે — જોકે તેમાં તેનો સમાવેશ થતો જ હશે.

અત્યારની પદ્ધતિની મોટામાં મોટી ખામી એ છે કે, પ્રાથમિક શાળાથી માંડીને યુનિવર્સિટી સુધીની આપણી કેળવણીનો મોટો ભાગ — કદાચ ચારપંચમાંશ ભાગ — માત્ર પુસ્તકિયા જ્ઞાન આગળ તથા સાંભળેલી વાતો આગળ થોભી જાય છે; અને તેથી કરીને તેની દશા રેતી ઉપર રેડેલા પાણી જેવી થાય છે. અર્થાત્ તે વ્યર્થ જાય છે. અને તેનું કારણ એ છે કે, આજની સામાજિક જરૂરિયાતને તે અનુરૂપ નથી; જોકે એક વખત અમુક સમાજની જરૂરિયાતને અનુરૂપ તે હતી જ. આ મોટી ઊણપની સામે હું એ જાતની તાલીમ રજૂ કરવા ઇચ્છું છું કે જે સામાજિક દૃષ્ટિએ ઉપયોગી એવા અસંખ્ય પ્રકારોમાંથી કોઈ પણ એક પ્રકારની કુશળતા સિદ્ધ કરવાનો ઉદ્દેશ રાખતી હોય. અને તેનું કારણ પણ એ છે કે, કોઈ પણ પ્રકારનું જ્ઞાન જો અંતે કોઈ પ્રકારની કુશળતામાં પરિણમતું ન હોય, તો તેને અધકચરું જ ગણવું જોઈએ. એનાથી ખાલી પોપટિયા શબ્દો, ખોટાં બણગાં, દંભ અને છીછરાપણું જ નીપજે; તથા તેવા જ્ઞાનવાળો માણસ સમાજ કે વિશ્વનો યોગ્ય સભ્ય કે નાગરિક ન જ નીવડી શકે.

માણસ પોતાના સમાજનો યોગ્ય સભ્ય કે નાગરિક બની શકે તે માટે તો 'જીવનના સમર્થ વિવેચકો' ઉત્પન્ન કરવાના કેળવણીના અત્યારના આદર્શને બદલે, કુશળ કારીગરીના અસંખ્ય પ્રકારોમાંથી કોઈ પણ એક પ્રકારવાળો કુશળ કારીગર તૈયાર કરવાનો આદર્શ પ્રસ્થાપિત થવો જોઈએ. જોકે આપણી આજની પેઢી કે જે 'જીવનની વિવેચના'ઓના ભાર

નીચે ગૂંગળાઈ ગઈ છે, પરંતુ પોતાના હાથનો ઉપયોગ ઝપાટાબંધ ખોતી જાય છે, તેને ગળે આ ઘૂંટડો ઊતરવો મુશ્કેલ છે.

આ બધી ચર્ચામાં એ વાત સતત ધ્યાનમાં રાખવી ઘટે છે કે, આ કંઈ સમાજની દૃષ્ટિએ વ્યક્તિની ઉપયોગિતાનો જ પ્રશ્ન નથી; તેની પોતાની દૃષ્ટિએ પણ તેને વધુ ઉપયોગી બનાવવાનો પણ આ સવાલ છે. આપણે બીજી બધી બાબતોમાં યંત્રોના ગમે તેટલા ઋણી હોઈએ; પરંતુ જીવનની સૌથી વધુ એક કીમતી વસ્તુ એવી છે કે જે હંમેશાં હાથ-બનાવટની જ રહેશે. એ વસ્તુ તે માનવપ્રાણીનું સુખ. માણસને જે કાંઈ કામકાજ કરવું પડે તેમાં કુશળતા દાખવવા સિવાય સુખી થવાનો કોઈને માટે બીજો કોઈ માર્ગ નથી. 'જીવનના સમર્થ વિવેચક'ને માટે પણ નહિ. સામાજિક તંત્રવ્યવસ્થા અથવા બહુમતીના મતનિર્ણય દ્વારા સુખની સામુદાયિક ઉત્પત્તિનું વ્યર્થ સ્વપ્ન આજે સંખ્યાબંધ લોકોને ભૂતની પેઠે વળગ્યું છે; પરંતુ એ માર્ગે તો દુઃખનો ડુંગર છે. અત્યાર આગમચ એ સ્વપ્ન આપણને એ દિશામાં દૂર સુધી ખેંચી પણ ગયું છે; અને હજુ તે આપણા ઉપર જે સત્તા ધરાવે છે, તે પોતે જ એ બીનાની એક મહત્ત્વની સાબિતીરૂપ છે, કે આપણી કેળવણીની પદ્ધતિમાં કાંઈક ખામી છે. — ભલે પછી તેની બીજી કોઈ સાબિતી આપી શકાય તેમ ન હોય.

હું કેળવણીની જે સામાજિક કલ્પના રજૂ કરવા માગું છું, તેની સામાન્ય રૂપરેખા કંઈક આવી થાય: સમાજ-દૃષ્ટિએ કીમતી એવા ધંધાની મર્યાદામાં માણસને કુશળતાપૂર્વક ઉત્તમતાની સિદ્ધિ પ્રાપ્ત કરવાની સર્વાંગીણ તાલીમ આપવી. હું આ પુસ્તકમાં એ જ વસ્તુની હિમાયત કરવાનો છું. હું ઉપરના વાક્યમાં આવેલા 'સર્વાંગીણ' શબ્દ ઉપર ખાસ ભાર મૂકું છું. મનુષ્યની સર્વાંગીણ કેળવણી સાધવી હોય, તો

ભૂતકાળમાંથી ચાલ્યો આવતો એક હાનિકારક ભ્રમ સૌથી પ્રથમ આપણે તજવો પડશે. એ ભ્રમ એટલે, માણસ શરીર અને મન એ બે જુદા તથા જેમ તેમ જોડાયલા અંશોનો બનેલો છે, એવું માનવાનો ભ્રમ. તે બેમાંથી પછી મનરૂપી અંશ જ દૈવી ગણી લઈ, તેનો કેળવણીના ક્ષેત્રમાં સમાવેશ કરવામાં આવે છે; પરંતુ શરીરને તો ઇહલૌકિક પાર્થિવ વસ્તુ માની, શરીર-વિજ્ઞાનીઓ કે વૈદો માટે પડતું મૂકવામાં આવે છે. એ ભ્રમને અનુસરવાનું છોડી આપણે તો વિકાસને દરેક પગથિયે શરીર મનને એક અભેદ્ય એકમ માનીને, તેમના એકસરખા તીવ્ર સહશિક્ષણ માટેની યોજના ઘડવી પડશે.

જ્યાં સુધી દરેક ભૂમિકાએ શરીરનો સહકાર ન સાધવામાં આવે, ત્યાં સુધી જ્ઞાનને કુશળતામાં પરિણત કરવાનું શક્ય બને નહીં. અને જ્યાં સુધી જ્ઞાન કુશળતામાં પરિણમે નહીં, ત્યાં સુધી તે અધકચરું જ રહે, તથા કેળવણી પોતે પણ અધૂરી રહે. હલકી કોટીના શારીરિક વિકાસના પાયા ઉપર ઉત્તમ કોટીના માનસિક (કે ચારિત્ર્ય-વિષયક) વિકાસની ઇમારત ઊભી કરવાનો ખ્યાલ રાખવો, એ એક વ્યર્થ હવાઈ તરંગ છે. ઑક્સફર્ડના એક પરદેશી ટીકાકારે સાચું કહ્યું છે કે, શાળાના વ્યાખ્યાનના ઓરડામાં આપણે આપણા જુવાનોનાં મન એવી રીતે કેળવીએ છીએ કે જાણે તે બધાને પાદરી બનવાનું હોય, અને ફૂટબોલના મેદાન ઉપર તેમનાં શરીર એવી રીતે કેળવીએ છીએ કે જાણે તે બધાને પોલીસ બનવાનું હોય. પરંતુ, શરીર કે મન એ બંનેની કેળવણીમાંથી એકને પણ યથોચિત રીતે સિદ્ધ કરવી હોય, તો એ બંનેની કેળવણી એકસાથે જ ચલાવવી જોઈએ.

આપણી આજની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ તો એ પ્રશ્નનો વિચાર જ કરતી નથી કે, સમાજને કઈ જાતનો પુરુષ કે સ્ત્રી જોઈએ છે. તેઓ તો જ્ઞાનની સામાન્ય

છાંટ છાંટીને જ — અને તે પણ ઝીલનારાની યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા વિના — સંતોષ માને છે. કેટલીક 'પબ્લિક' સ્કૂલો અમુક જાતનો માણસ તૈયાર કરવાને ઇરાદે પોતાનું કામ કરતી હોય છે; અને તેટલા પૂરતું તેમનામાં એક પ્રકારનું જોમ પણ હોય છે. પરંતુ તેમના અભ્યાસક્રમ તરફ નજર કરો તો જણાશે કે, જૂના જમાનામાં જે જાતનો સદ્‌ગૃહસ્થ તૈયાર કરવામાં આવતો હતો, તેની જરૂરિયાતો વિચારીને ઘડવામાં આવેલો અભ્યાસક્રમ જ તેમાં પ્રાધાન્ય ભોગવતો હોય છે. અત્યારે જે જાતનો માણસ જોઈએ છે તેની, અરે 'સદ્‌ગૃહસ્થ'ની જરૂરિયાતોની સાથેય, તેનો કશો સંબંધ નથી. અત્યારે તો તે અભ્યાસક્રમ વિવિધ વિષયોના અત્યાચારી ભંડોળરૂપ જ બન્યો છે. તેમાં શરીરની કેળવણી મનની કેળવણીથી વિખૂટી પડી ગયેલી છે; તેમ જ તેના 'વિષયો' પણ એકબીજાથી વિરોધી પ્રયોજનવાળા છે એટલું જ નહીં, પણ આજનો જમાનો જે જાતનો માણસ માગે છે તેની સાથે કશી લેવાદેવા વિનાના છે. એ જ અભ્યાસક્રમ વિદ્યાર્થીઓની આવશ્યકતા અનુસાર પાતળો થતો થતો પ્રાથમિક, માધ્યમિક કે પ્રૌઢ શાળાઓ સુધી પણ ચાલ્યો આવે છે. પરિણામે, તેમાંનો મોટો ભાગ નિરર્થક નીવડે છે. તેનાથી નીપજતી 'સંસ્કારિતા' ઉપરથી લાદવામાં આવેલી હોઈ, વિજાતીય હોય છે, મુદ્દા વિનાની હોય છે, તથા તેનાં સ્વાભાવિક મૂળ જન-સમુદાયના જીવનમાં નંખાયેલાં ન હોવાથી, તેનું જે ફળ આવે છે તે — જો કોઈ ફળ આવતું જ હોય તો — જેટલું લાભદાયક હોય છે, તેટલું જ હાનિકારક પણ હોય છે.

લોકશાસનમાં રહેલાં આંતરિક જોખમો ટાળવાનો એકમાત્ર તથા પૂરતો ઉપાય જ્ઞાનનો પ્રચાર છે, એ માન્યતા અત્યારે તો કેળવણીકારોના મુદ્રાલેખરૂપ બની ગઈ છે. આ પુસ્તકમાં હું તે માન્યતાનો વિરોધ કરવાનો છું. એક બાજુ મતાધિકારનો

વિસ્તાર કરવાથી અને બીજી બાજુ જ્ઞાનનો પ્રચાર કરવાથી આપણે તે દરેકમાં રહેલાં જોખમોનો, એકબીજાના સંબંધથી ઉતાર કરી શકીશું અને પરિણામે સુફળ નિપજાવી શકીશું, એવું માની લેવામાં આપણે ભારે ઉતાવળ કરી છે. અત્યારે જે વસ્તુસ્થિતિ જોવામાં આવે છે તે ઉપરથી એ માન્યતા ખોટી સિદ્ધ થઈ છે. કારણ કે, અત્યારે તો એક બાજુ રાજકારભારમાં હિંમતનો અભાવ, અને બીજી બાજુ મતદારોમાં બેકારી-ભથ્થાની ભૂખ – એ બે વિચિત્ર તથા કારમી અસરોનું જોડાણ આપણી નજરે પડે છે. સમાજશાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્રના જ્ઞાનનો ગમે તેટલો પ્રચાર કરવામાં આવ્યો હોવા છતાં, તથા તેને પાતળું કરી કરી તેને ગમે તેટલું ગળે ઊતરી જાય તેવું બનાવવામાં આવ્યું હોવા છતાં, લોકો તો હજુ જૂના રોમની વસ્તી જેટલા જ વ્યવસ્થિત રીતે ઊંધે માર્ગે દોરી શકાય તેવા રહ્યા છે. અને આપણા રાજકીય નેતાઓ (તેમાંના કેટલાક તો ખરા જ) પોતાની આસપાસ સામુદાયિક પાયા ઉપર એ વસ્તુ ચાલતી જોતા હોય છે, છતાં તેમાંના એકની પણ એવું કહેવાની હિંમત નથી કે, 'આ બદવસ્તુ અટકવી જોઈએ.' કોઈ તેમ કરવા જાય તો તેની રાજકીય કારકિર્દીનો અંત જ આવે.

જૂના જમાનામાં, પરમ જ્ઞાન અનધિકારી પુરુષને કાને જતું રોકવામાં આવતું, તથા જેણે કપરી કસોટીઓમાંથી પાર ઊતરીને સાબિત કરી આપ્યું હોય કે, એ જ્ઞાન મેળવવાને તથા તેનો યોગ્ય ઉપયોગ કરવાને પોતે લાયક છે, તેવા અધિકારી પુરુષને જ તે જ્ઞાન આપવાની રીત હતી. તેમાં ભારે ડહાપણ રહેલું હતું. એ પ્રાચીન ડાહ્યા પુરુષોને પૂછ્યું હોય તો તેઓ તરત જ કહે કે, અધિકાર જોયા વિના ફાવે ત્યાં જ્ઞાન વેરવું એ તો સામાજિક વિનાશ નોતરવાનો ચોક્કસ ઉપાય છે. છતાં આપણે આજે એમ જ કરીએ છીએ. એક સાદો દાખલો જ

લો. આજે આપણે જુવાન સ્ત્રીપુરુષોમાં વગર વિચાર્યે સંતતિ-નિયમનના જ્ઞાનનો પ્રચાર કરીએ છીએ; તે સ્ત્રીપુરુષોમાંનો મોટો ભાગ શારીરિક દૃષ્ટિએ હલકા કોટીનો ગણી શકાય તેવો હોય છે, અને તેથી તેઓ કામભોગને પ્રેમમાં રૂપાંતરિત કરવાને બદલે પ્રેમને કામભોગમાં રૂપાંતરિત કરે એવો સંભવ વધારે હોય છે. આપણા કરતાં તો પેલા જંગલી લોકો સારા; કે જેઓ એ બધા રહસ્યનું ઉદ્‌ઘાટન જુવાન સ્ત્રી-પુરુષ આગળ કરતા પહેલાં તેમને ચામડી ચિરાઈ જાય તેવી રીતે ફટકારીને તેમની કપરી કસોટી કરી લેતા, અને જેઓ એ કસોટીમાંથી એક ઊંહકારો પણ ભણ્યા વિના સહનશીલતા અને આત્મનિગ્રહ દાખવીને પાર ઊતરે, તેમને જ એ મંત્ર-રહસ્ય સંભળાવતા.

તેથી મારો એવો આગ્રહ છે કે, જ્ઞાનનો પ્રચાર લાયકાતની કેળવણીની સાથે જ ચાલવો જોઈએ. એનો અર્થ એ થયો કે, આપણે સ્ત્રી કે પુરુષની સર્વાંગીણ કેળવણીનો વિચાર કરવો જોઈએ, તથા તે પણ અમુક શરૂઆતનાં વર્ષો પૂરતી જ નહીં, પણ છેવટ સુધી ચાલ્યા કરનારી કેળવણીનો. નહીં તો, કોઈ બાળક કે પ્રૌઢને લાયક બને ત્યાં સુધી કેળવ્યા બાદ બીજે અઠવાડિયે જ નાલાયક બનવા જગતમાં છૂટો મૂકવાનો અર્થ જ શો છે?

૩

# મનુષ્યની સર્વાંગીણ કેળવણી—૧

સર્વાંગીણ કેળવણી પામેલો મનુષ્ય કેવો હોય? તથા તેનું વર્ણન કયા શબ્દોમાં કરી શકાય?

સૌથી પ્રથમ તો, માનવજાતે એકત્રિત કરેલો સમગ્ર જ્ઞાનભંડાર તેણે પ્રાપ્ત કર્યો હોય. પરંતુ તેણે જો એટલું જ પ્રાપ્ત કર્યું હોય, તો તે અર્ધે રસ્તે જ પહોંચ્યો કહેવાય. તેના વિપુલ જ્ઞાનભંડાર ઉપરાંત તેણે તે જ્ઞાનને અમલમાં મૂકવાની અમોઘ આવડત મેળવી હોવી જોઈએ. ઘણી વાર આપણને જ્ઞાન અને બિન-આવડત જ ભેગાં રહેતાં જોવા મળે છે. આપણને થતી મોટામાં મોટી હાનિઓમાંની ઘણીના મૂળમાં આપણું અજ્ઞાન હોવાને બદલે આપણી બિન-આવડત જ રહેલી હોય છે. એવું કહેવામાં આવે છે કે, થોડા જ્ઞાનનો ઉપાય વધારે જ્ઞાન છે. પરંતુ એ કથનની પૂરેપૂરી વાસ્તવિકતા વિષે મને પોતાને શંકા છે. જ્ઞાનનો અર્થ જો માત્ર 'માહિતી' થતો હોય, તો તો એ કહેવત બરાબર છે. પરંતુ સર્વાંગીણ કેળવણી પામેલો માણસ પોતાના જ્ઞાનના પ્રમાણમાં વિશ્વાસપાત્રતા, હિંમત, ત્વરા અને કુશળતાની બાબતમાં પણ પૂરો હોય. તેની કાર્યશક્તિ ઘણી ભારે હોય તથા તેનામાં બીજા પણ એવા અનેક ગુણો હોય, કે જે વધુ માહિતી મેળવવામાત્રથી તેને પ્રાપ્ત ન જ થઈ શકે. આમ, સર્વાંગીણ કેળવણી પામેલા મનુષ્યનું વર્ણન એટલે વસ્તુતાએ દેવનું વર્ણન.

એક બીજો મુદ્દો પણ છે કે જેના તરફ કેળવણીકારો સામાન્ય રીતે દુર્લક્ષ કરે છે. સર્વાંગીણ કેળવણી પામેલો મનુષ્ય પૂરેપૂરા કેળવાયેલા મન ઉપરાંત પૂરેપૂરા કેળવાયેલા શરીરવાળો પણ હોય. કેળવાયેલા શરીરનો અર્થ માત્ર આરોગ્ય અને તાકાત ઉપરાંત ઘણો વધારે છે, જોકે તેમાં તે બંનેનો સમાવેશ તો થાય છે જ. માત્ર આરોગ્ય અને તાકાતનો તો નર્યી જ્ઞાનની પેઠે ગંભીર દુરુપયોગ પણ થઈ શકે. પરંતુ કેળવાયેલું શરીર આરોગ્ય અને તાકાત ધરાવતું હોવા ઉપરાંત, તે બંને ઉપર સંપૂર્ણ કાબૂવાળું હોય તથા તેમનો ઉપયોગ તે બહુ જ કરકસરથી તથા 'સુંદર' રીતે કરતું હોય: અર્થાત્ તે તેના માલિકને તેમ જ તેને જોનાર સૌને આનંદનું કારણ થઈ પડતું હોય. કોઈ પણ શહેરના રસ્તાઓમાં ટોળાબંધ ફરતાં મનુષ્યોનું તમે નિરીક્ષણ કરશો, તો તમને નીરોગી દેખાતાં શરીર તો ઘણાંય જોવા મળશે; અને તેમાંનાં ઘણાં તો પહેલવાની કહી શકાય તેવાં પણ હશે. પરંતુ તે બધામાં 'કેળવાયેલાં' કહી શકાય તેવાં શરીર તમને જવલ્લે જ મળશે. તેવાં બિન-કેળવાયેલાં શરીરોમાં કેળવાયેલાં મન રહે છે એવું કહેવું, એ વદતો-વ્યાઘાત જેવું છે. આપણાં મોટાં શહેરોમાં વસતા લોકોનાં એ બધાં શરીરોને કારણે આજે આપણી સંસ્કૃતિ ભારે અનિષ્ટો સહન કરી રહી છે. એ અનિષ્ટોને ગમે તેટલી 'વ્યાખ્યાનમાળાઓ'ની યોજનાઓ વડે દૂર નહિ જ કરી શકાય; ભલે પછી તે વ્યાખ્યાનમાળાઓ આપવા માટે તમે સ્વર્ગમાંથી દેવોને પકડી લાવો. તેવાં શરીરવાળા લોકોને આપવામાં આવતી માનસિક કેળવણી વ્યર્થ જ જાય છે, કારણ કે તેને જીરવવા જેટલી તાકાત તે શરીરોમાં કેળવવામાં આવી હોતી નથી.

થોડા દિવસ ઉપર કારખાનાંઓ, તકલાદી મકાનો, કદરૂપી જાહેરખબરો, અને એવી બધી બેડોળ વસ્તુઓના જોરદાર થવા લાગેલા આક્રમણમાંથી આપણા દેશની સુંદર નિસર્ગ-ભૂમિને

બચાવવાની યોજનાઓનો વિચાર કરવા એક સભા બોલાવવામાં આવી હતી. તેમાં એક વક્તાએ ઉચ્ચારેલું વાક્ય મારા મનમાં સચોટ ઠસી ગયું છે. તેણે કહ્યું કે, જ્યાં સુધી તમે તમારા દેશમાં સુંદર લોકો ન વસાવો, ત્યાં સુધી તમારા દેશને સુંદર ન રાખી શકો. આટલું કહીને તેણે 'સુંદર લોકો' એ શબ્દોની સમજૂતી આપી. તેના અભિપ્રાય મુજબ, 'સુંદર લોકો' એટલે એવા લોકો કે જેમનાં શરીર તેમના મન જેટલાં જ કેળવાયેલાં હોય: અર્થાત્, જેમની આંખ સૌંદર્યને નીરખી શકે તથા તેની કદર કરી શકે તેવી હોય; જેમના કાન સુરેલ સ્વરો સાંભળવાને અને બેસૂર સ્વરો સહન ન કરવાને ટેવાયા હોય; જેમના હાથ સુંદર કારીગરી કરી શકતા હોય, તથા જેઓ સર્વાંગે — અર્થાત્ મનથી તેમ જ શરીરથી — સત્ય, સૌંદર્ય અને શ્રેયને માર્ગે સર્જન કરવાને ટેવાયા હોય.

જેનું શરીર પણ મન જેટલું જ કેળવાયેલું નથી, તેવા મનુષ્યને પૂરો કેળવાયેલો કહી શકાય જ નહીં. અને તે કારણે જ મને પોતાને કેળવણીની હજુ કેટલી બધી જરૂર છે તેનું ભાન મને નિરંતર રહે છે. મારી પોતાની કેળવણી કઈ બાબતમાં અધૂરી રહી છે, તે હું હવે બરાબર જોઈ શકું છું. મારાં માબાપને થયેલા ખર્ચની દૃષ્ટિએ જોઈએ તો તો, તે કેળવણી બહુ સારી હતી એમ જ કહેવું જોઈએ. પરંતુ મનુષ્યની 'સર્વાંગીણ' કેળવણીની દૃષ્ટિએ જોઈએ તો તે દયાજનક રીતે છેક જ અધૂરી ગણાય. આપણા કેળવણીકારોને મનુષ્યના ભાગલા પાડી નાખીને જ પોતાનું કામ કરવાની આદત પડી છે, અને તેથી તેમની આખી પ્રક્રિયા તૂટક જ હોય છે. સૌથી પ્રથમ તો કેળવણીને જુદા જુદા 'વિષયો'માં ભાગી નાખવામાં આવે છે; પણ તે બધાનું એકીકરણ કરે એવો કોઈ વ્યાપક હેતુ તેમની પાછળ હોતો નથી. અત્યારે હવે જ્યારે હું ભૂતકાળમાં નજર કરું છું, ત્યારે મને તરત જ દેખાય છે કે, કેટલાક વિષયો

તો અમારે માટે 'વસ્તુશૂન્ય' જ હતા. નરી પુસ્તકિયા કે માત્ર સાંભળેલી બાબતોની અલગ અલગ ઝૂડીઓ જેવા તે વિષયો ટોપલાની માફક અમારા મનમાં સીંચવામાં આવ્યા હતા. શિક્ષકોનો એક વર્ગ શાળાના ઓરડામાં અમારાં મનને તાલીમ આપતો; અને બીજો વર્ગ કે જે નર્યો અણઘડ હતો, તે અખાડામાં કે રમતના મેદાનમાં અમારા શરીરને તાલીમ આપતો. એક ત્રીજો સદ્‌ગૃહસ્થ કે જે ધર્મશિક્ષક કહેવાતો, તે અમારાં ચારિત્ર્યને કેળવતો, અને સાંભળવા મુજબ, અમારા જીવાત્માઓની સંભાળ રાખતો. પરંતુ તે ત્રણેમાં એકલક્ષીપણું હરગિજ નહોતું. માનસિક ખાતું, શારીરિક ખાતું, ચારિત્રખાતું કે આધ્યાત્મિક ખાતું — એ બધાં ખાતાં વચ્ચે કશો જ સહકાર નહોતો. શાળાના વર્ગો, રમતનાં મેદાનો, અને ધર્મપીઠ એ ત્રણ એકબીજાને મદદ કરવાને બદલે એકબીજાને નડતર કરતાં હતાં. આ બધી તૂટક પ્રક્રિયામાં એક જ બીના પ્રત્યે સળંગ દુર્લક્ષ કરવામાં આવતું; અને તે એ કે, વાસ્તવિક મનુષ્ય કે વાસ્તવિક બાળક તો મન, શરીર, ચારિત્ર, અને જીવાત્મા — એ બધાનો મળીને બનેલો છે. પેલા વ્યાખ્યાતાએ વર્ણવ્યા મુજબ 'સુંદર' મનુષ્ય તૈયાર કરવાની દૃષ્ટિએ અમને કેળવવાનો પ્રયત્ન જ નહોતો કરવામાં આવતો. અમે વર્ગમાં, મેદાનમાં કે દેવળમાં જે કાંઈ ટુકડા તૂટક તૂટક શીખ્યા હોઈએ, તેમને અમારાથી બને તેટલા સાંધી લઈ, તેમનું એકીકરણ કરવાનું કામ અમારા ઉપર જ છોડવામાં આવ્યું હતું. અમારામાંના ઘણા એ એકીકરણ સાધવામાં નિષ્ફળ નીવડ્યા છે.

'સુંદર માણસો' તૈયાર કરવા, એ જ કેળવણીનો અંતિમ આદર્શ હોવો જોઈએ. અલબત્ત, 'સુંદર માણસો' એ શબ્દો અહીં તેમના સાચા અર્થમાં જ સમજવાના છે; કારણ કે એ શબ્દો ખોટા અથવા ઉપરચોટિયા અર્થમાં સમજાવાનો બહુ સંભવ છે; બાકી, કેળવણીનું લક્ષ શું હોવું જોઈએ એ વસ્તુ

દર્શાવવા માટે એ શબ્દો મારી જાણના બીજા કોઈ શબ્દો કરતાં વધુ યોગ્ય છે. અત્યાર સુધી એ લક્ષ, પૂરતી સ્પષ્ટતાથી, આપણા ખ્યાલમાં જ આવ્યું નથી. ધરતીના તળ ઉપર સુંદર મનુષ્યોની સંખ્યા વધારવી, આપણી જન્મભૂમિમાં તેઓની જ વસ્તી કરી મૂકવી, અને બીજા દેશોને પણ તેમની ભૂમિમાં એવું કરવામાં મદદ કરવી — એ વસ્તુને હું કેળવણીના અંતિમ પ્રયોજન તરીકે રજૂ કરું છું; આપણાં અન્ય ગૌણ પ્રયોજનોએ તે બિંદુએ જ પહોંચવાનું છે.

કવિએ કહ્યું છે કે, "તમામ કુદરત કેવી મનોરંજક છે! માત્ર માણસ જ દુષ્ટ છે." આપણે તેથી પણ આગળ જઈને કહેવું જોઈએ કે, જ્યાં સુધી કુદરતમાં વાસ કરનારા માણસો દુષ્ટ હોય, ત્યાં સુધી કોઈ કુદરતી સૌંદર્ય વસ્તુતાએ આનંદ અર્પી શકે નહીં. આપણે આપણી આજુબાજુનાં તમામ માણસોને દુષ્ટ હોવાને કારણે ધરતીના તળ ઉપરથી હાંકી કાઢીએ તોપણ, આપણે પોતે 'સુંદર' નહીં હોઈએ તો, કુદરતનું સૌંદર્ય આપણી નજરે ચડવાનું જ નથી: દુષ્ટ માણસ તેમાં સૌંદર્ય દેખી શકવાનો જ નથી. બહુ તો તે તેના તરફ નજર ફેંકશે, કે તેના સામું તાકી રહેશે, કે તેનો ફોટોગ્રાફ લેશે, કે તે વિસ્તારમાં તે પોતાની મોટરમાં સાઠ માઈલની ઝડપે દોડી વળશે; પણ તેની નજરે તે સ્થળનું સૌંદર્ય તો નહીં જ ચડે. જેવું સૌંદર્યની બાબતમાં છે, તેવું જ સત્યની બાબતમાં, શ્રેયની બાબતમાં, કે બીજી બાબતોમાં પણ છે. આપણે આપણા સમગ્ર વ્યક્તિત્વથી ઉત્તમ ન હોઈએ, તો ગમે તેવી શ્રેષ્ઠ ઉત્તમતાઓ પણ આપણે માટે ઉત્તમ નહીં રહે.

એમ પણ કહેવામાં આવે છે કે, માણસનું ચારિત્ર્ય તેની આજુબાજુની પરિસ્થિતિ અને સંજોગો વડે ઘડાય છે. વિકાસવાદનો આ તો સામાન્યમાં સામાન્ય સિદ્ધાંત છે. તેમાં સત્યાંશ જરૂર છે; પરંતુ તે સંપૂર્ણ સત્ય નથી. એ સિદ્ધાંત

બોલી જનારાઓ એમાં રહેલા એક મુદ્દા પ્રત્યે ઘણી વાર દુર્લક્ષ કરે છે કે, કોઈ પણ માણસની બાહ્ય પરિસ્થિતિનો સૌથી વધુ સક્રિય તથા અસરકારક ભાગ તેના સમકાલીન સહ-બંધુઓનો જ બનેલો હોય છે. તેની પરિસ્થિતિનો બીજો કોઈ અંશ તેના ઉપર આટલી નિકટતાથી, નિરંતર તેમ જ અસરકારક રીતે ક્રિયા નહીં કરતો હોય. તેવી જ રીતે સામો તે પોતેય તે બધા ઉપર તેવી જ અસર પહોંચાડનાર પરિસ્થિતિનો અસરકારક અંશ છે. આ વસ્તુ સહેલાઈથી લક્ષ બહાર રહી જાય છે.

એનો અર્થ એ થયો કે, નિર્જન સ્થળમાં કોઈ માણસ સુંદરતા નહિ દાખવી શકે. પોતાની આસપાસના માણસો જો દુઃખી હોય, તો જેમ કોઈ માણસ સુખી ન થઈ શકે, તેમ માણસની આજુબાજુના લોકોનો મોટો ભાગ જ્યાં સુધી અસ્થિર, અવ્યવસ્થિત કે ગોઝારું જીવન જીવતો હોય, ત્યાં સુધી સંગઠન અને સ્વ-સંયમનમાંથી નીપજતું સૌંદર્ય — કે જે, સુંદર મનુષ્યનો આત્મા છે, — તે સિદ્ધ થવું પણ અશક્ય જ છે. પોતાની મરજી ન હોવા છતાં મનુષ્ય પોતાની આસપાસની અવ્યવસ્થા અને હીનતાના પ્રવાહમાં સપડાય છે જ. તેના જીવન ઉપર આજુબાજુના બેસૂર જીવનના પડઘા પડે છે જ. આજનું માનવજીવન કેવું સંક્ષુબ્ધ તથા અવ્યવસ્થિત બની ગયું છે તે બધા જ જાણે છે; અને જ્યાં સંક્ષોભ તથા અવ્યવસ્થા છે, ત્યાં સૌંદર્ય હોવું સંભવિત નથી.

આ બાબતમાં આપણે કેળવણીકારોએ શું કહેવાનું છે? મને લાગે છે કે, આપણે તો આપણો ગુનો કબૂલ જ કરી લેવાનો છે. અત્યારે જે વસ્તુસ્થિતિ ઊભી થઈ છે તેને માટે આપણે જ મોટે ભાગે જવાબદાર છીએ. અલબત્ત, આપણે તેને જાણીબૂજીને ઊભી કરી નથી કે તેમાં વધારો કર્યો નથી; પરંતુ આપણે તેને ઊભી થતી અટકાવવા માટે પણ કાંઈ જ કર્યું નથી. આથી કેળવણી સાર્વત્રિક બની છે, આથી

આપણા હાથમાં પરિસ્થિતિની વડી ચાવી આવી ગઈ છે; પરંતુ તે કૂંચીનો ઉપયોગ કરવા માટે જે દૃષ્ટિ જોઈએ અને જે આવડત જોઈએ, એ આપણામાં નથી. મનુષ્ય જાણે મન, શરીર, ચારિત્ર, જીવાત્મા વગેરે છૂટા છૂટા ટુકડાઓનો બનેલો હોય, એમ ગણીને આપણે ચાલ્યા છીએ. એટલું જ નહિ, તે ટુકડાઓના પણ જુદી જુદી શક્તિઓ અને વૃત્તિઓરૂપે કોણ જાણે પાછા કેટલાય પેટાવિભાગો આપણે પાડ્યા છે. અને માણસ જાણે તેમાંનો કોઈ પણ એક ટુકડો જ ન હોય, તેમ ગણીને આપણે લોકોને કેળવણી આપી છે. પરંતુ એ બધા ટુકડાઓ જેના વિના અર્થહીન બની જાય છે, તે આખા — વાસ્તવિક — મનુષ્યની કેળવણી પ્રત્યે આપણે દુર્લક્ષ જ કર્યું છે. એને કારણે લોકોને આપણે એવી સ્થિતિએ લાવી મૂક્યા છે કે જ્યાં આધ્યાત્મિક અરાજકતા તેમના ઉપર ચડી જ વાગે.

આપણે આપણી ભૂલની કબૂલાત જ કરીને બેસી રહેવાનું નથી. તેનું પ્રાયશ્ચિત્ત પણ આપણે કરવું જોઈએ, અને પછી તેની સુધારણા કરવી જોઈએ. તેને માટે પ્રથમ તો આપણે આપણી પોતાની કેળવણી હાથ ધરવી જોઈએ. મારી એવી સૂચના છે કે, આપણે સર્વાંગ માનવની કલ્પના નજર સામે રાખતાં શીખવાથી જ શરૂઆત કરીએ, અને બાળક તરીકે તેની કેળવણીના પ્રથમ પગથિયાથી માંડીને, પ્રૌઢ તરીકેની તેની કેળવણીના છેલ્લા પગથિયા સુધી તેનો ખ્યાલ ક્ષણવાર પણ ન ભૂલીએ. મનુષ્યના અનેક પેટાવિભાગો પાડી દઈ, તેમાંથી ગમે તેને વાસ્તવિક મનુષ્ય માની લઈને આપણે ચાલ્યા કરીએ, ત્યાં સુધી આપણે સંપૂર્ણ મનુષ્ય, કે જે હંમેશાં 'સુંદર' મનુષ્ય હોય છે, તેને ઊભો કરવાને બદલે, છૂટા છૂટા લબડતા અવયવોનું ઝૂમખું જ ઊભું કરીએ છીએ. તેમાંથી ઈશ્વરને પણ, પોતાની પ્રતિકૃતિરૂપ રચેલા માનવને શોધતાં

મુશ્કેલી પડે !, એટલે આપણે પ્રથમ પગથિયા તરીકે સર્વાંગ મનુષ્ય તરફ જ આપણા વિચારોને વાળતાં શીખીએ, અને તેને અથવા તેની કલ્પનાને કેળવણીની આખી વસ્તુનો ધ્રુવતારો માનીને ચાલીએ, તથા એ રીતે ધરતીના તળ ઉપર 'સુંદર મનુષ્યો' વધારવાનો પ્રશ્ન ઘણે અંશે હલ કરીએ.

૪

# મનુષ્યની સર્વાંગીણ કેળવણી—૨

ગયા પ્રકરણમાં આપણે જોઈ આવ્યા કે, ઘણી વાર કેળવણીમાં આપણે મનુષ્યના સ્વરૂપ વિષેની આંશિક કલ્પનાથી જ ચાલીએ છીએ. હવે પ્રશ્ન એ થાય છે કે, મનુષ્ય વિષે સર્વાંગસંપૂર્ણ ખ્યાલ આપણે મેળવવો ક્યાંથી?

એ પ્રશ્નનો જવાબ જો આપણે માનવજીવનને લગતાં જુદાં જુદાં શાસ્ત્રો એક પછી એક તપાસીને મેળવવા જઈશું, તો આપણને હરગિજ મળવાનો નથી. જેમકે, પ્રથમ આપણે પ્રાણીવિજ્ઞાન તપાસી લઈએ, પછી શરીરવિજ્ઞાન, પછી મનોવિજ્ઞાન, પછી સમાજવિજ્ઞાન—એમ બધાં શાસ્ત્રો તપાસી લીધા બાદ, તેમાંથી મળેલી માહિતીનો સરવાળો કરીએ, તો મનુષ્યના સંપૂર્ણ સ્વરૂપનો ખ્યાલ આપણને મળી જાય, એમ બનવું અશક્ય છે. એ તો, અનેક વાજિંત્રોના સૂર મળીને નીપજતા સંગીતનો સંપૂર્ણ ખ્યાલ મેળવવા, પ્રથમ આપણે એક એક વાજિંત્રને જુદું જુદું સાંભળી લઈએ, તેના જેવું થાય. તેને માટે તો આપણે બધા સાજ એક સાથે જ સાંભળવો જોઈએ. મનુષ્યની બાબતમાં પણ તેમ જ છે. શરીરવિજ્ઞાન, મનોવિજ્ઞાન વગેરે જુદાં જુદાં શાસ્ત્રોમાંથી એકઠા કરેલા ટુકડાઓ એકબીજા સાથે સાંધીને કે ચોંટાડીને મેળવેલી મનુષ્ય વિષેની કલ્પના લઈને આપણે તેની કેળવણી યોજવા જઈએ, તો ભારે છબરડો જ વાળી મૂકીએ. આજે આપણામાંના કેટલાક વસ્તુતાએ તેમ જ કરે છે. આપણને તો માનવજીવનને લગતાં બધાં શાસ્ત્રોનો સમન્વય જોઈએ છે, અને તે જ વસ્તુ આપણને હજુ મળી નથી.

અર્વાચીન મનુષ્યને પૃથક્કરણ કરવાનું હોય છે, ત્યારે તે ભારે કુશળતા દાખવે છે — તેની હાલની તમામ કેળવણીનો ઝોક તે જ દિશામાં છે. પરંતુ, જ્યારે તેને સમન્વય કરવાનો આવે છે, ત્યારે તેનું અણઘડપણું દેખાઈ આવે છે. જાણે સમન્વયની આવડત જ તે ખોઈ બેઠો છે; જાણે તેની કેળવણીએ તેને તે વસ્તુ શીખવી જ નથી. પૃથક્કરણમાં જ તે પાવરધો છે. કોઈ વસ્તુના ટુકડા કરી નાખી, તે દરેક ટુકડાને નીરખવામાં તેની તોલે આવી શકે તેવું કોઈ અત્યાર સુધીમાં થયું નથી. પરંતુ તે ટુકડા તેને ફરી ગોઠવી આપવાનું કહો તો તેની અક્કલ બહેર મારી જાય છે.

તેમાંય જ્યારે, આખા જગતમાં જગતથી જ બીજે નંબરે મૂકી શકાય એવા સમન્વયના સૌથી વધુ આકર્ષક નમૂનાઓરૂપ પોતાની જાત અને પોતાના માનવબંધુઓનો તે વિચાર કરતો હોય છે, ત્યારે તે જેવાં ગોથાં ખાય છે, તેવાં તે બીજે ક્યાંય ખાતો નથી હોતો. તેને જો માત્ર શરીરનો જ વિચાર કરવાનો હોય, તો તો તે પોતાના પ્રાણીવિજ્ઞાન અને શરીરવિજ્ઞાન વડે પહેલે નંબરે આવે; તેમ જ જો તેને માત્ર મનનો જ વિચાર કરવાનો હોય, તો તે પોતાના માનસશાસ્ત્ર વડે કદાચ તેથી ઊતરતે પરંતુ ઉપલે નંબરે જ આવે. પરંતુ, તેને તે ત્રણે વિજ્ઞાનો એકઠાં કરી, શરીર અને મનવાળા સમન્વિત મનુષ્ય વિષે કાંઈ પૂછો, તો ઘણુંખરું તો તમે શું પૂછો છો તે જ તે નહીં સમજી શકે. જાણે તેના મગજમાં તે ખ્યાલ ઘુસાડવા માટે તેના ઉપર શસ્ત્રક્રિયા કરવાની જ જરૂર ન હોય! સમન્વિત વસ્તુનો વિચાર કરવાની બાબતમાં પ્રાચીનો[1] અર્વાચીન મનુષ્યને ક્યાંય પાછો પાડી દે છે. તેઓની પાસે વસ્તુનું સમગ્ર સમન્વિત સ્વરૂપ પકડી લેવાની ખાસ ઇંદ્રિય હતી. સમન્વયની બાબતમાં તેઓ એક્કા હતા. અર્વાચીન મનુષ્ય જો પોતાની પૃથક્કરણ

---

૧ મૂળમાં પ્રાચીન ગ્રીક લોકોની વાત છે.

કરવાની શક્તિની સાથે પ્રાચીનોની સમન્વય કરવાની શક્તિ મેળવી શકે, તો આપણે બધા જેનાં સ્વપ્નો સેવીએ છીએ તેવો સંપૂર્ણ મનુષ્ય તે બને. એક દિવસ તે તેવો જરૂર બનશે એની મને ખાતરી છે. આ બધું ચોગરદમ ચાલતું પૃથક્કરણ ભવિષ્યમાં આવનારા મહાન સમન્વયની પૂર્વભૂમિકારૂપ છે; અને જ્યારે મનુષ્યની સર્વાંગીણ કેળવણીએ પોતાનું કામ પૂરું કર્યું હશે, ત્યારે તે સમન્વય જરૂર આવશે.

પ્રાચીનોની મુશ્કેલી તેમના પૃથક્કરણના દારિદ્ર્યમાં રહેલી હતી. તેમના સંગીતનો સાજ બહુ કંગાળ હતો. તેમનાં વાજિંત્ર બહુ પ્રારંભિક દશાનાં, તથા મનુષ્યજીવનનું સંપૂર્ણ સંગીત પ્રગટ કરવાને પૂરતાં ન હતાં. પરંતુ જે બાબતમાં તેઓ ગરીબ હતા, તે બાબતમાં આપણે સારી પેઠે તવંગર છીએ: પૃથક્કરણ-પદ્ધતિથી પ્રાપ્ત કરેલાં આપણાં ભૌતિક શાસ્ત્રો વાજિંત્રોના એવા મોટા સમુદાયરૂપ છે, કે જેને માટે ગંધર્વરાજ પોતે પણ મગરૂર થઈ શકે. જ્યારે તે બધાં વાજિંત્રો એકસાથે સૂરની મિલાવટ કરતાં શીખશે, ત્યારે જે સંગીત પેદા થશે, તે જગતને માટે અપૂર્વ જ હશે.

એક સાદો દાખલો લઈએ. વસ્તુઓ વચ્ચે 'ભૌતિક' અને 'આધ્યાત્મિક' એવો ભેદ બધાને સુપરિચિત છે. એ ભેદ પૃથક્કરણે જ પેદા કર્યો છે. દુનિયાને તે અધવચથી સોંસરવી ચીરી નાખે છે. એક બાજુ જડ જગત રહી જાય છે, અને બીજી બાજુ ચેતન આત્મા — જે બંને એક બીજાનાં તદ્દન વિરોધી છે. સંસ્કૃતિને પણ તે પ્રમાણે બે વિરોધી પ્રવાહોમાં વહેંચી નાખવામાં આવે છે: એક ભૌતિક શ્રેય તરફ વળતો, અને બીજો આધ્યાત્મિક શ્રેય તરફ વળતો. દુન્યવી સામ્રાજ્યને પણ તે 'ઈશ્વરી' અને '(ઐહિક) અનીશ્વરી' એવા બે ભાગોમાં વહેંચી નાખે છે; અને આપણને તે બેમાંથી એકની તાબેદારી ઉઠાવવાનું ફરમાવે છે. પરિણામે,

આપણામાંના ઘણા તે એમાંથી એકેની તાબેદારી નથી ઉઠાવતા; અથવા ઉઠાવે છે તો પહેલાં એકની અને પછી બીજાની; અને એ રીતે તે બંનેને બને તેટલાં ભેગાં કરવાનો પ્રયત્ન કરે છે.

પૃથક્કરણે ઊભા કરેલા આવા ભેદોનાં બીજાં પણ અનેક નામ છે અને અનેક સ્વરૂપ છે. એક તો વિજ્ઞાન અને ધર્મ વચ્ચેનો સુપરિચિત ભેદ, બીજો બુદ્ધિ અને શ્રદ્ધા વચ્ચેનો ભેદ; વળી જીવનના ગદ્ય અને જીવનના કાવ્ય વચ્ચેનો ભેદ; કામકાજ અને રમતગમત વચ્ચેનો ભેદ; મજૂરી અને ફુરસદ વચ્ચેનો ભેદ; રોજિંદા જીવનનિર્વાહ માટે ગાળવામાં આવતા કલાકો અને આત્માની મુક્તિ માટે ખર્ચાતા કે ખર્ચવા માટે ગણાતા કલાકો વચ્ચેનો ભેદ; તેમ જ અઠવાડિયામાં રવિવાર અને બાકીના દિવસો વચ્ચેનો ભેદ. આ બધા ભેદો પૃથક્કરણે જ ઊભા કરેલા છે, અને એ પૃથક્કરણ સંગીન પણ છે. પરંતુ તેને પરિણામે નર્યો ગોટાળો જ ઊભો થાય છે.

પરંતુ એ બધાને સમન્વિત દૃષ્ટિએ જોવાનું અર્વાચીન મનુષ્યને કહીએ, ત્યારે તે વસ્તુ માનવા તે તૈયાર નથી હોતો એટલું જ નહીં, પણ તેનો અર્થ સમજવાની પણ તેની તાકાત નથી હોતી. સમન્વયની દૃષ્ટિ તો એમ જ કહે કે, 'ઐહિક સામ્રાજ્ય' અને 'ઈશ્વરી સામ્રાજ્ય' એવી કોઈ વસ્તુઓ જ અસ્તિત્વમાં નથી; તે તો તમે કરેલી કલ્પનાઓ જ માત્ર છે; એટલે તે બે વચ્ચેનો વિરોધ પણ તમારાં મનનાં ભૂત વચ્ચેનો વિરોધ છે. તે બંનેને એકત્રિત રીતે ન સમજો, ત્યાં સુધી તે બંનેમાંથી કોઈ સાચું નથી. જગતમાં બે સામ્રાજ્ય છે જ નહિ; પરંતુ ઇહલોક અને પરલોકનું સંયુક્ત સામ્રાજ્ય જ છે. મનુષ્ય તે સંયુક્ત સામ્રાજ્યનો નાગરિક છે. તે બેમાંથી કોઈ એકનો, કે પ્રથમ એકનો અને પછી બીજાનો, કે મુખ્યત્વે એકનો અને ગૌણ રીતે બીજાનો નાગરિક પણ નથી. તે બે અડધિયાં તમારી કલ્પનામાં જ

છે. બાકી, બંને મળીને થતી સમગ્ર વસ્તુ જ સાચી છે, અને મનુષ્ય પણ તે સમગ્ર સંયુક્ત સામ્રાજ્યનો જ નાગરિક છે. તેને બદલે તમે જો એમ માનીને તેને કેળવણી આપો કે, શરીર પૂરતો તે ઐહિક સામ્રાજ્યનો અને તેના આત્મા પૂરતો તે ઈશ્વરી સામ્રાજ્યનો નાગરિક છે, તો તમે તેની કેળવણીમાં છબરડો જ વાળી મૂકવાના. તેને વિષે તેવી કલ્પના ઉપર રચાયેલી તમારી સંસ્કૃતિ પણ થોડા વખતમાં આધ્યાત્મિક દેવાળું કાઢશે અને ભૌતિક દેવાળું પણ કાઢશે, — જે આજે બન્યું જ છે.

થોડા સમય પહેલાં હું ઉત્તર તરફનાં શહેરોમાંથી એકમાં આવેલા એક મોટા કારખાનાની મુલાકાતે ગયો હતો. તેમાં સેંકડો જુવાન સ્ત્રીઓ કામ કરતી હતી. તેઓ જે છટાથી, કુશળતાથી અને કલ્લોલથી પોતાનું કામ કરતી હતી, તે જોઈ મારું ધ્યાન તરત ખેંચાયું, અને મારી સાથે મને બધું બતાવવા માટે આવેલા વ્યવસ્થાપકને મેં તે વિષે વાત પણ કરી. ત્યારે તેણે મને કહ્યું કે, ‘ અમારી મિલમાં અમે શારીરિક તાલીમનો વર્ગ રાખેલો છે, અને અમે રોજ સાંજે તે વર્ગમાં તેમને ચાલતાં શીખવીએ છીએ. તે વર્ગમાં આવવા તે બધી જ તૂટી પડે છે, અને તેમને ખૂબ જ મઝા પડે છે. પરંતુ, નવાઈની વાત એ છે કે, અમે તેમને વ્યવસ્થિત રીતે ચાલતાં શીખવીએ છીએ, એટલે તેઓ બીજી ઘણી વસ્તુઓ શીખવવાની પણ માગણી કરે છે. કેટલીક ગાવાનું શીખવા માગે છે, કેટલીક નાચવાનું શીખવા માગે છે, અને કેટલીક ચોપડીઓ માગે છે. તેમાંની ત્રણ તો કવિતા લખવા લાગી ગઈ છે. મારું માનવું છે કે, અંતે અમારે એક નાનુંસરખું વિદ્યાપીઠ જ ઊભું કરવું પડશે ! ’

તે મિલમાંથી હું મનુષ્યના સર્વાંગીણ સ્વરૂપ વિષે જ વિચાર કરતો બહાર નીકળ્યો. અને અત્યાર સુધી આપણે

પ્રૌઢોના શિક્ષણની બાબતમાં જે કાર્યક્રમને અનુસરતા આવ્યા છીએ, તેથી જુદી જ જાતનો કાર્યક્રમ મારા મનમાં રચવા લાગી ગયો.

મનુષ્યના સર્વાંગીણ સ્વરૂપ વિષેની આપણી વાતને હવે આગળ ચલાવીએ. આપણે મનુષ્યને ઐહિક તેમ જ પારલૌકિક સંયુક્ત સામ્રાજ્યનો નાગરિક તો ઠરાવ્યો; પરંતુ ત્યાં તેનું કામકાજ શું હશે? તે સંયુક્ત સામ્રાજ્યના નાગરિક તરીકે આપણે તેનો ધંધો શો નક્કી કરવાના છીએ?

હું 'ધંધો' એ શબ્દ ઉપર ખાસ ભાર મૂકવા માગું છું. ઘણા જ વિશાળ અર્થમાં કહું તો, ધંધો શીખવવો એ જ કેળવણીનું સાચું કાર્ય છે. પરંતુ જે ધંધો આપણે માણસને શીખવવાનો છે, તે ધંધો તેના અમુક અંશને ખ્યાલમાં રાખીને નહીં, પણ તેનાં સર્વ અંગો ખ્યાલમાં રાખીને નક્કી કરવો જોઈએ. એવો ધંધો શો હોઈ શકે?

મારી સમજમાં આવે છે તે પ્રમાણે તો, તે ધંધો 'સર્જન'નો છે. અને તમે જો પૂછો કે શાનું સર્જન, તો હું કહીશ કે, 'વાસ્તવિક મૂલ્યોનું સર્જન'. સર્જન એ જ મનુષ્યની સર્વાંગીણ ક્રિયા છે — ઐહિક તેમ જ પારલૌકિક સામ્રાજ્યના નાગરિક તરીકે તેનો એ જ એકમાત્ર ધંધો છે. તમે જો તેને સર્જન કરતાં ન શીખવો, તો તમે તેના ખાસ ધંધાની કેળવણી જ બાકી રાખો છો, જેથી તે પોતાને જોઈતા ને ખૂટતા કંઈક માટે હંમેશ બેચેન, દુઃખી અને અસંતુષ્ટ રહે છે. એ વસ્તુને આપણે કેટલીક વાર 'આત્મનિરૂપણની ઝંખના' કહીએ છીએ. અને તે છે પણ એ જ. પરંતુ આપણે હમેશ યાદ રાખવું જોઈએ કે પોતાના જે આત્માનું નિરૂપણ (self-expression) તે ઝંખે છે, તે અમુક અંશનું નહીં 'પણ સમગ્ર આત્માનું.', અને તેને તે માત્ર સર્જન દ્વારા જ સાધી શકે.

ઘણા લોકો આજકાલ એવું માનતા લાગે છે કે, આપણે માણસને તમામ નિયંત્રણોમાંથી મુક્ત કરી દઈએ, એટલે તેનું આત્મનિરૂપણ આપોઆપ જ સધાઈ જશે. તેની આસપાસની બધી વાડો, બધી અટકાયતો, બધા નિષેધો અને બધી રૂઢિઓને તોડી નાખો, તથા તેને પોતાની મરજી મુજબ વર્તવાની સાર્વત્રિક છૂટ આપી દો, એટલે પોતાના જે આત્મનિરૂપણને તે ઝંખે છે, તે શરૂ થશે. મુક્તિનો એ જાતનો પંથ આજે બહુમાન્ય થઈ પડ્યો છે. લગ્ન અને પ્રેમ વિષયક ઘણા નવા સિદ્ધાંતો એ જ ભાષામાં રજૂ કરવામાં આવે છે, અને વસ્તુતાએ તે અનુસાર પ્રયોગો પણ શરૂ કરી દેવામાં આવ્યા છે.

એ મુક્તિનો સિદ્ધાંત છેક જ અર્થહીન નથી. માણસ ઘણા મોટા પ્રમાણમાં સ્વતંત્ર ન હોય, ત્યાં સુધી તે પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ કરી શકતો નથી. પરંતુ સ્વદેશાભિમાનની પેઠે માત્ર સ્વાતંત્ર્ય પૂરતું નથી. માણસની આજુબાજુનાં બધાં નિયંત્રણોમાંથી તેને મુક્ત કરવામાત્રથી તેનો સર્જક આત્મા કદી સંતુષ્ટ થતો નથી. તેને તો તમારે કાંઈક સંગીન અને કરી બતાવવા જેવું કામ આપવું જોઈએ: તેને તમારે વાસ્તવિક સર્જનને કામે લગાડવો જોઈએ. તમે તેમ ન કરો, તો માત્ર સ્વતંત્ર બનેલો આત્મા બદ્ધ આત્મા કરતાં વધુ કંગાળ બનવાનો, અને તે સ્ત્રી કે પુરુષની દશા અંતે પહેલાં કરતાં વધુ ખરાબ થવાની. આવી અભાવાત્મક મુક્તિ પામેલા ઘણાય લોકોને હું ઓળખું છું. અને મેં જોયું છે કે, તેમાંના ઘણા-ખરાની દશા હાથ ધોઈ નાખવા જેવી થઈ ગઈ છે. તેમનું જીવન છિન્નભિન્ન થઈ જઈને નરી ગૂંચોની પરંપરારૂપ તથા તૂટેલા છેડાઓના જાળારૂપ બની ગયું છે.

મનુષ્યની સર્જક તરીકેની આવી સર્વાંગીણ કલ્પના આપણને માનવજીવનને લગતાં બધાં વિજ્ઞાનશાસ્ત્રોમાંથી એકેમાં મળતી નથી. એક પછી એક તે દરેકને પૂછો, તો તેઓ

જુદી જ વાત કહેશે. એમ ને એમ તો તે દરેક આપણને એવા નિર્ણય ઉપર જ લઈ જાય છે કે, માણસ એ એક પ્રકારનું યંત્ર છે. આજનું માનસશાસ્ત્ર પણ આપણને એમ જ કહે છે: અને અહીં જ કહેતો જાઉં કે, માનવસ્વભાવ વિષે કાંઈ ખ્યાલ મેળવવા માટે મારે કોઈ એક જ શાસ્ત્રનો આધાર રાખવાનો હોય, તો માનસશાસ્ત્રને તો કદાચ હું છેક છેલ્લું જ પસંદ કરું. વૈજ્ઞાનિક શાસ્ત્રોના જલસામાં એક વાજિંત્ર તરીકે માનસશાસ્ત્રની આવશ્યકતા જરૂર છે; પરંતુ આજકાલ માનસશાસ્ત્રીઓ પોતાની તતૂડી જરા વધારેપડતા જોરથી ફૂંકવા લાગ્યા છે. માનસશાસ્ત્રી મનનું જે રીતે નિરૂપણ કરે છે તે રીતે જોતાં, મન એક જાતનું યંત્ર લાગે છે; અને શરીરશાસ્ત્રી જે રીતે શરીરને તપાસે છે તે રીતે જોતાં, શરીર બીજી જાતનું યંત્ર લાગે છે. પણ જ્યારે આપણે બંને વાર્તાઓ એકઠી કરીએ છીએ, અને બીજાં શાસ્ત્રો પણ જે વાર્તા કહેતાં હોય છે તેમની સાથે તેમને ગૂંથી દઈએ છીએ, ત્યારે આપણી આંખ આગળ જુદી જ મૂર્તિ ઊભી થાય છે; તે મૂર્તિ એક યંત્રની નહીં, પરંતુ જીવતી-જાગતી અર્થાત્ વાર્તા કહેનારની જ મૂર્તિ હોય એમ લાગે છે!

આપણે વિજ્ઞાન અને કળા વચ્ચે ભેદ પાડીએ છીએ. પરંતુ એ ભેદ ઉપરછલો જ છે. બધાં વિજ્ઞાનોને તમે એક પછી એક, જુદાં જુદાં જ વિચારો, ત્યારે તે ભેદ ઊભો થાય છે. પરંતુ તમે તે બધાંનું ભેગું સંગીત સાંભળો, તો જે સંપૂર્ણ ચીજ ઊભી થાય છે, તે તો એક એવું મહાન કળામય સંગીત હોય છે કે, જે મનુષ્યની કલ્પક શક્તિએ કદી નિપજાવ્યું નહીં હોય. તેને આપણે 'સત્ય'નું સંગીત કહી શકીએ. આખી દુનિયાનાં સૌથી શ્રેષ્ઠ ત્રણ સંગીતોમાંનું તે એક છે; અને તેની પાછળ તેના સર્જકની મૂર્તિ ખડી છે. મનુષ્ય પોતાના સાચા સમગ્ર સ્વરૂપે એક સર્જક છે, એ વસ્તુની સાબિતી તો અંતે

વિજ્ઞાન પોતે જ છે. મનુષ્યનો કોઈ એકાદો અંશ વિજ્ઞાન ઉપજાવી શક્યો ન હોત. કલ્પના વિનાની એકલી તેની બુદ્ધિ, કે શરીર વિનાનું તેનું એકલું મન કદી વિજ્ઞાન રચી શક્યાં હોત?

એટલે, કેળવણી તો મનુષ્યને સર્જક થવા નિર્માયેલા પ્રાણી તરીકે સ્વીકારીને જ આગળ ચાલશે. મૂલ્યોના સર્જક તરીકેના તેના મહાન ધંધા માટે તેને સર્વાંગીણ કેળવણી આપવી એ આપણા કામનો ધ્રુવતારો બનશે. આપણી બધી પદ્ધતિઓએ તે અંતિમ કસોટીએ ચડવાનું રહેશે, ભલે પછી તે બાળકો માટેની હો, પ્રૌઢો માટેની હો, અમુક વિષય માટેની હો, કે તમુક વિષય માટેની હો.

મનુષ્યની સર્વાંગીણ કેળવણીના ખ્યાલને કેળવણી-સુધારના મૂળભૂત સિદ્ધાંત તરીકે ઠસાવવાની જુમ્મેદારી ખાસ કરીને આપણા જેવા લોકો, કે જેઓ પ્રૌઢોની કેળવણીના કામમાં પડેલા છે, તેઓને માથે જ છે; કારણ કે, પ્રૌઢ સ્ત્રી-પુરુષો સાથે કામ કરતાં કરતાં આપણને જ એ વાતનો સૌથી વધુ અનુભવ થયેલો છે કે, અત્યારે જે પરિસ્થિતિ હેઠળ તેઓ જીવે છે, તે પરિસ્થિતિમાં તેમની સર્જન કરવાની સ્વાભાવિક ઝંખના કેવી કચરાઈ જાય છે તથા નિષ્ફળ જાય છે, તેમ જ અત્યાર સુધી તેમને મળેલી કેળવણી દ્વારા તેને સંતોષવાનો કેવો થોડો પ્રયત્ન કરવામાં આવ્યો હોય છે. ખાસ કરીને વ્યવહારમાં મન અને શરીર, ભૌતિક અને આધ્યાત્મિક, એવા જે ખોટા ભેદો અત્યાર સુધી પ્રવર્તી રહ્યા છે, અને જેમને કારણે આપણે લોકોની લાયકાત છે કે નહીં તેનો વિચાર કર્યા વિના જ જ્ઞાનપ્રચાર કરવાની ભૂલ કરી બેસીએ છીએ, તેમને દૂર કરવામાં આપણે ખાસ આગેવાની કરવાની છે.

હવે તમે મને જો એ પ્રશ્ન પૂછો કે, સ્ત્રીપુરુષમાં રહેલી સર્જક શક્તિ જાગ્રત થાય તે માટે કયું પ્રયોજન આગળ કરવું જોઈએ તથા કયા પ્રેરક બળ ઉપર આધાર રાખવો

જોઈએ, તો હું તેનો એક જવાબ આપી શકું તેમ છું; પરંતુ તે જવાબ હું નિઃશંકપણે આપું છું કે, તે વસ્તુ બીજી કોઈ નહીં પણ, દરેકમાં સ્વાભાવિક રીતે જ રહેલો સૌંદર્યપ્રેમ છે, કે જે આપણામાંના ઘણામાં દબાઈ જાય છે, ગૂંગળાઈ જાય છે, અને નિષ્ફળ જાય છે. એ ઊંડી અતૃપ્ત ભૂખ આજે કરોડો જીવનને દુઃખી દુઃખી કરી રહી છે; જોકે પોતાને શું થયું છે, તેનો તેમને આછો સરખો પણ ખ્યાલ નથી. જે કેળવણીકાર આ માર્ગે અખતરા કરવાનો પ્રયત્ન કરશે. તેને આશ્ચર્યકારક પરિણામો ભવિષ્યમાં જોવા મળવાનાં છે,—મેં તેમાંનાં કેટલાંક નજરે જોયાં પણ છે.

પરંતુ એ સૌંદર્યપ્રેમ, તેને વિષે વાતો કરીને કે કળા ઉપર વ્યાખ્યાનો આપીને, આપણે લોકોમાં જાગ્રત કરી શકવાના નથી: નીતિ વિષે વાતો કરવાથી આપણે જેમ લોકોને નીતિમાન કરી શકતા નથી તેમ. તેનો એકમાત્ર માર્ગ એ છે કે, આપણે તેમને એવા કોઈ સર્જનને માર્ગે ચડાવી દેવા જોઈએ કે જેમાં આપણે જેની વાતો કરીએ છીએ તે કળા રહેલી હોય. એક વાર એ વસ્તુ ગમે તેવા નીચેના છેડાથી શરૂ કરો, પછી તમે જોશો કે, પોતાના જ જોશથી તે આગળ ને આગળ વધ્યા કરશે. લોકો પાસે શરૂઆત કરવા માટે બીજી કોઈ વસ્તુ ન હોય, તો તેમનાં શરીર તો છે જ. પોતાની મિલમાં સાંજના વર્ગોમાં માત્ર ચાલતાં શીખનારી પેલી છોકરીઓની બાબતમાં શું થયું હતું?—"કેટલીક ગાવાનું શીખવા માગે છે, કેટલીક નાચવાનું શીખવા માગે છે; અને કેટલીક ચોપડીઓ માગે છે. તેમાંની ત્રણ તો કવિતા લખવા લાગી ગઈ છે." નવા સંસ્કારની શરૂઆત, એક નાની વિદ્યાપીઠનું બીજ, અને લલિત કળાઓનું હાથવેંતમાં દેખાતું પુનરુત્થાન—એ બધું ઊગવાની શરૂઆત તેમને 'ચાલતાં શીખવવામાંથી' થઈ હતી. તે વસ્તુમાંથી આપણે ધડો લેવાનો છે.

# ૫

# શરીર અને મનનું સહશિક્ષણ

સમાજના બધા વર્ગોને માનસિક કેળવણીની સાથે સાથે જ વ્યવસ્થિત શારીરિક કેળવણી પણ પૂરી પાડવી જોઈએ; આપણી કેળવણીની યોજનામાં તેનો પણ હરેક ભૂમિકાએ સમાવેશ થવો જોઈએ, તથા માનસિક કેળવણી જેટલી જ તેને પણ 'ફરજિયાત' કરવી જોઈએ. પરંતુ એ શારીરિક કેળવણી એટલે અખાડાની તાલીમ નહીં.

જેમને ટટાર ઊભા રહેતાં આવડતું નથી, જેમનો પોતાના હાથપગના હલનચલન ઉપર કાબૂ નથી, જેઓને સ્વાભાવિક ક્રમે શ્વાસોચ્છ્વાસ લેતાં આવડતું નથી, કે જેઓ પોતાના અવાજ ઉપર કાબૂ રાખી સ્પષ્ટ બોલી શકતા નથી – એવી શારીરિક અવસ્થાવાળા ટોળા ઉપર માનસિક કેળવણી લાદવાનો પ્રશ્ન મારી સામે ખડો થાય છે, ત્યારે મારું હૃદય ફડફડી ઊઠે છે. મને તો નજર કરતાંવેંત જ દેખાઈ આવે છે કે, એ ટોળાના મોટા ભાગનાં માણસોનાં શરીર જ તેમને આત્માની સુસંગત – સુગઠિત બાબતોમાં રસ લેતાં અટકાવે છે. 'સત્ય' અને 'સુંદર'ની સુસંગતિઓ માટેની કઈ પરવા એવાં છિન્નભિન્ન અનિયંત્રિત શરીરોમાં રહી શકે? મારી તો ખાતરી થઈ ગઈ છે કે, આપણી શહેરી વસતીનાં નમાલાં શરીરોને કારણે જ, તેમને અપાતી એકાંગી 'માનસિક' કેળવણી મોટે ભાગે નિષ્ફળ નીવડી છે. સમાજના બધા વર્ગોમાં માનસિક કેળવણી સુલભ કરવી, પરંતુ શારીરિક કેળવણી દુર્લભ કરવી અથવા તેની કશી પેરવી ન કરવી, એ

તો કેળવણીનું કામ અધું બાકી રાખવા જેવું અને હાથે કરીને નિષ્ફળતા નોતરવા જેવું છે. એ બંને કેળવણીઓ સમન્વિત ભાવે એક સાથે અપાવી જોઈએ.

આમ-જનસમુદાયની કેળવણીની પ્રગતિનું આગળનું પગલું તે દિશામાં ભરવા જેવું છે. ઇટાલીમાંથી પાછા ફરેલા એક વિચારવંત નિરીક્ષકે, તે દેશના જુદા જુદા ભાગોમાંથી આવેલા દશ હજાર જુવાનિયાઓની શારીરિક કેળવણીના પોતે જોયેલા પ્રદર્શનને વર્ણવતાં જણાવ્યું કે, 'મને તો એ પ્રદર્શન કેળવણીના એક નવા યુગના પ્રભાતરૂપ' લાગ્યું. ઇંગ્લંડમાં જ ગામડાની એક શાળામાં રોજની કસરત તરીકે તાલસર નાચવાનું શરૂ કરવામાં આવ્યું છે. ત્યાંની વડી શિક્ષિકાએ મને જણાવ્યું કે, 'માછલાંને પાણી ગમે તે પ્રમાણે છોકરાંને તે વસ્તુ ગમી ગઈ છે. તેનાથી તે છોકરાંમાં જે ફરક પડી ગયો છે, તે જોઈ તમે નવાઈ પામી જશો. તેમની શિસ્તમાં સુધારો થયો છે, અને તેઓ તેમના પાઠમાં વધુ ધ્યાન આપે છે. તેની અસર તમને તેમની રમતગમતમાં પણ જણાશે. ટૂંકમાં એ વસ્તુએ આખી શાળાનું વાતાવરણ બદલી નાંખ્યું છે.'

શ્રીમંત લોકોનાં બાળકો જે શાળામાં જાય છે, તે શાળાઓમાં માનસિક કેળવણીની સાથે સાથે જ રમતો અને અંગબળની કસરતો પ્રત્યે પણ પૂરતું લક્ષ રાખવામાં આવે છે. અને જેટલે અંશે રમતો અને કસરતો દ્વારા શરીરની ખિલવણી સધાય છે, તેટલે અંશે એ શાળાઓએ તે વસ્તુ પ્રત્યે દુર્લક્ષ કર્યું ન કહેવાય. પરંતુ એ બધી રમતો આરોગ્યની દૃષ્ટિએ ગમે તેટલી ફાયદાકારક હોય, પોતાના પક્ષ માટે બધું કરી છૂટવાની ભાવના વધારવા દ્વારા નૈતિક દૃષ્ટિએ પણ કીમતી હોય, કે તેમાંની ઘણીખરીમાં કરવા પડતા અક્કલ તેમ જ કુશળતાના ઉપયોગને કારણે પણ તેઓ ગમે તેટલી લાભદાયક નીવડતી હોય, તોપણ એટલામાત્રથી એ શાળાઓમાં બંને

જાતની કેળવણીનો તત્ત્વતઃ સમન્વય સધાઈ ગયો એમ ન કહેવાય; તથા તેટલે અંશે તે શાળાઓ પણ મન તેમ જ શરીરના વાસ્તવિક સહશિક્ષણની દૃષ્ટિએ અધૂરી જ કહેવાય. કારણ કે, ત્યાં પણ મન અને શરીરની કેળવણી એકબીજીથી અલગ જ રહે છે; અને તેથી તે કેળવણી લેનારમાં બે જુદા જ સ્વભાવો નિર્માય છે: એક બાજુ પંડિતનો અને બીજી બાજુ કસાયેલા જંગલીનો. તેમ જ તે બે સ્વભાવો પછી સહેલાઈથી એકઠા મળી જતા નથી.

ઑક્સફર્ડમાં અપાતી કેળવણીનું વર્ણન કરતાં એક પરદેશી નિરીક્ષકે જે શબ્દો વાપર્યા હતા, કે, "તમે માનસિક શિક્ષણ એવી રીતે આપો છો કે જાણે તમારે બધાને પાદરીઓ જ બનાવવા હોય; અને શારીરિક શિક્ષણ એવી રીતે આપો છો કે જાણે તમારે બધાંને પોલીસો બનાવવા હોય," તે ભલે વધારેપડતા ઝમકભર્યા જ હોય, પરંતુ તે શબ્દો પાછળનો તેનો મુખ્ય આશય ખોટો નથી. ઑક્સફર્ડની મહાશાળામાં પણ આપણે જોઈ શકીશું કે, અધ્યાપકો પહેલવાનોની કામગીરીમાં તીવ્ર તથા સહાનુભૂતિભર્યો રસ દાખવે છે; પરંતુ પહેલવાનો અધ્યાપકોની કામગીરી પ્રત્યે કાંઈક તુચ્છકાર જ દાખવે છે; તેમ જ હેડમાસ્તરોની એવી એકે પરિષદ હું યાદ લાવી શકતો નથી કે જેમાં, શિક્ષણ અને શરીરબળના પક્ષકારો વચ્ચે તેમની શાળાઓમાં વ્યાપેલા વિરોધનું ભાન પ્રગટ થયું ન હોય. આપણી શાળાઓમાં મન અને શરીરનું સહશિક્ષણ ગ્રીક-લોકોના પદ્ધતિમાં હતું તેવું વાસ્તવિક જ હોત, તો આ જાતની વિસંગતિ ક્યારની દૂર થઈ ગઈ હોત, અને રમતગમતની હરીફાઈઓના મેદાન ઉપર, પ્રાચીન ગ્રીસ દેશની માફક, કવિઓ વિલસતા હોત, અને એ રીતે રમતગમતની ભાવનાને પણ નવી જ પ્રેરણા મળતી હોત. પરંતુ એ વસ્તુ શક્ય ત્યારે જ બને, જ્યારે એ જાતના રમતગમતના મેળાવડાઓમાં

હાજર રહેનારાં પ્રેક્ષકોનાં ટોળાંના શારીરિક ઘડતરમાં ફેરફાર થાય.

બહુ જૂના વખતથી મૂળે ધાર્મિક એવી એક માન્યતામાંથી ઉદ્ભવેલા સિદ્ધાંતની અસર હેઠળ શરીરની કેળવણી અને મનની કેળવણીના રાહ જુદા પડી ગયા છે. તે સિદ્ધાંત મુજબ, મન એ શરીર કરતાં ઉચ્ચ વસ્તુ છે: મન સ્વર્ગીય છે, અને શરીર ઇહલૌકિક છે; મન એ શુદ્ધતત્ત્વ છે. અને શરીર તેનું દુશ્મન છે, અથવા તો 'વિનાશશીલ એવું પાર્થિવ આચ્છાદન' છે, કે જેમાં અમુક સમય સુધી મનને ગોંધાઈ રહેવાનું છે. આપણી કેળવણીની પદ્ધતિ હજુ પણ તે ખતરનાક પરંપરાની ચૂડમાં ફસેલી છે; જોકે દરેક વિચારવંત કેળવણીકાર જાણે છે કે તે ખોટી છે.

દફનક્રિયા વખતના મંત્રોમાં જે કહેવામાં આવે છે કે, શરીર તત્ત્વતઃ અપવિત્ર વસ્તુ છે, તે કથન જ્યારે શરીર મડદું બનીને સડવા માંડ્યું હોય ત્યારની સ્થિતિ માટે ભલે સાચું હોય; પરંતુ જ્યારે શરીર જીવંત હોય છે, તથા પોતાની રોજની ક્રિયા કરતું હોય છે, ત્યારે તો વિશ્વના બધા દૃશ્ય પદાર્થોમાં તે સૌથી વધુ નવાઈ તેમ જ ભય પમાડે તેવી વસ્તુ હોય છે. તથા આખી સૃષ્ટિમાં તેને જ સૌથી ઉત્તમ કોટીનું સર્જન કહી શકાય. કારણ કે, શરીર એ તો સ્રષ્ટાની પોતાની સર્જકતાને અનુરૂપ સર્જકતા દાખવવા માટે રચાયેલી વસ્તુ છે. હવે વખત આવી ગયો છે કે જ્યારે કેળવણીકારોએ જીવના શરીર બાબત પેલો જૂનો ખ્યાલ, કે જે અનુસાર શરીર માત્ર 'જીવ-વાળું મડદું છે,' તેના રહ્યાસહ્યા અવશેષ પણ પોતાનામાંથી ખંખેરી કાઢવા જોઈએ. એ ફેરફાર આપણામાંના કેટલાક માનતા હશે તેના કરતાં પણ વધુ ક્રાંતિકારક નીવડશે.

શરીર અને મનના સહશિક્ષણમાં શારીરિક આરોગ્યનો સમાવેશ થાય જ. એ વસ્તુની અગત્ય બધાય પૂરતા પ્રમાણમાં

સ્વીકારતા હોવાથી તેના ઉપર ભાર મૂકવાની મારે આવશ્યકતા નથી. 'શરીર અને મનનું આરોગ્ય', એ શબ્દો શાળાનાં વાર્ષિક સંમેલનો વખતે ઉચ્ચારતી વખતે પ્રમુખ મહાશયોના મનમાં જે બધું હોય છે તે બધાનો સમાવેશ તેમાં થાય જ. પરંતુ તેથી પણ વધુ બીજી બાબતોનો તેમાં સમાવેશ થાય છે. બાળકો તેમ જ મોટેરાંઓને તેમનાં સમગ્ર શરીરો વડે વિચાર કરતા કરવાની તાલીમનો પણ તેમાં સમાવેશ થાય છે. આજની કિન્ડરગાર્ટન શાળાઓમાં એમ કરવામાં આવે છે. એ ફેરફારની અસર આપણી વિચારશક્તિ ઉપર પણ થશે — સામાન્ય વ્યવહારુ ડહાપણ બતાવવાની વાતથી માંડીને તર્કોની દૂરમાં દૂર કક્ષાઓ સુધી પણ. સંપૂર્ણ આરોગ્યની વ્યાખ્યા માત્ર ગાઢ નિદ્રા, સારી પાચનશક્તિ, દૃઢ સ્નાયુબળ અને ઊછળતું જોમ એટલું કહીને જ પૂરી ન થઈ શકે. વધારામાં વ્યવસ્થિતતા, શક્તિનો કરકસરભર્યો ઉપયોગ, અને આત્મનિગ્રહની શક્તિનો ઉમેરો પણ તેમાં કરવો જોઈએ. એ બધી બાબતો કાળજીભરી તાલીમ વિના ભાગ્યે જ પ્રાપ્ત થઈ શકે.

વળી એ બધા ઉપરાંત કુશળ સર્જનો દ્વારા આત્મનિરૂપણ કરવાની લલિત-ભાવનાઓના વિકાસનો પણ તેમાં સમાવેશ થવો જોઈએ. માનવશરીર કુદરતી રીતે જ કુશળતા દાખવવા માટે ભૂખ્યું હોય છે; અને જ્યાં સુધી તેની તે ભૂખ શાંત થતી નથી ત્યાં સુધી તે બેચેન જ રહે છે; તથા પોતાને જોઈતા કાંઈક માટે ઝાવાં નાખ્યા કરીને, અંતે બહારની સ્થૂલ ઉત્તેજનાઓ, કે જે તેની તાકાત ખલાસ કરીને તેની આનંદ માણવાની શક્તિ પણ ઘટાડી નાખે છે, તેના વડે પોતાની તૃપ્તિ શોધ્યા કરે છે. કુશળતા દાખવવા ન મળતી હોય, તો શરીરનું સંપૂર્ણ આરોગ્ય જ અશક્ય છે.

આ જગાએ એ સહશિક્ષણને સિદ્ધ કરવાની પદ્ધતિની વિગતોમાં ઊતરવાનું સ્થાન નથી. એટલું જ કહેવું બસ થશે

કે, એની પદ્ધતિઓ અસ્તિત્વમાં છે તથા બધાને સુલભ છે. સમગ્ર શરીરને આત્મનિરૂપણ અને આત્મસંયમનું સાધન બનાવવાની તાલીમ આપે તેવાં શારીરિક કેળવણીનાં જુદાં જુદાં સ્વરૂપો આજે ક્યારનાં અમલમાં છે. તેઓ શરીરને વૈયક્તિક રીતે તેમ જ મુગ્ધ કરી નાખે તેવા સામુદાયિક પ્રયોગોમાં સ્વાભાવિક હલનચલનની સંગતિ તથા ગૌરવ કેમ દાખવવાં, તે શીખવે છે; અને તે બધી બાબતોને ઉચ્ચતર પ્રવૃત્તિઓના પાયારૂપ, તથા બીજી અનેક કળાઓના શિગમ માટે — અને વિચાર કરવાની કળાનો તેમાં સમાવેશ થાય જ છે — કેન્દ્રરૂપ બનાવે છે. બધી ભૂમિકાઓએ તેમાં શ્રમને બદલે વશીકાર–કાબૂને ઉચ્ચ સ્થાન આપવામાં આવે છે; કેટલા પ્રમાણમાં શક્તિ ખરચી તે બીનાને બદલે કેટલી ઓછી શક્તિ ખર્ચવી પડી એ બીનાને મહત્ત્વ મળે છે; અમુક વખતે બનાવેલા અસાધારણ બળ-પ્રયોગ કરતાં, રોજિંદો વ્યવહાર સુઘડતાથી કરવાની વાત તેમાં મુખ્ય મનાય છે; વધુમાં વધુ ઝડપે દોડવા કરતાં ઓછામાં ઓછા થકાય તે રીતે ચાલવાની બાબતને અગત્યની ગણવામાં આવે છે; એક માઈલ દૂર સંભળાય તેવી બૂમ પાડવા કરતાં પોતાની માતૃભાષા સહજ ઉચ્ચારણથી બોલવાની બાબત તેમાં પ્રાધાન્ય ભોગવે છે; અને પાણીમાં ડૂબકી મારી દશ મિનિટ શ્વાસ રૂંધી રાખવા કરતાં સ્વાભાવિક રીતે શ્વાસોચ્છ્વાસ લેવાની ક્રિયાને મહત્ત્વની માનવામાં આવે છે. તેનું લક્ષ સામર્થ્ય તરફ જરૂર રહે છે, પણ તે સામર્થ્ય એવું કે જે વ્યયને બદલે કરકસરમાં, શ્રમ કરતાં સમતોલપણામાં, અને પ્રબળતા કરતાં તેજસ્વિતામાં પ્રગટ થાય. હોડીઓની હરીફાઈ, કે ઈનામી મેળાવડાઓ જીતવા માટે જોઈતા સામર્થ્ય કરતાં એ જુદી જ વસ્તુ છે; કારણ કે પેલામાં તો હરીફાઈ પૂરી થયે ઊલટી નિર્બળ સ્થિતિમાં જઈ પડવાપણું રહેલું હોય છે.

આ જાતની તાલીમ સમાજની દરેક વ્યક્તિને મળવી

જોઈએ. તેની હિતકર અસર પુસ્તકિયા શિક્ષણ ઉપર થશે; 'અત્યાર સુધી જે સારામાં સારું ચિંતવવામાં આવ્યું છે કે કહેવામાં આવ્યું છે તે' ભણવા ઉપર પણ થશે; કે મનુષ્યની સર્વાંગીણ કેળવણીમાં માત્ર માનસિક કેળવણી ઉપર લક્ષ આપનારો જે કાંઈ ફાળો આપી શકે તેમ છે તેના ઉપર પણ થશે. તેના સિવાયની કેળવણીની કોઈ પણ 'પદ્ધતિ'ને સંપૂર્ણ નહીં કહી શકાય; તેમાંય જેને 'પ્રાથમિક' કેળવણી કહેવામાં આવે છે તે તો તેના વિના હરગિજ સંપૂર્ણ બને નહીં. તે પ્રાથમિક કેળવણી છાપખાનાની શોધને લીધે આવશ્યક બની છે, અને તેની પેઠે જ હવે પ્રાથમિક નથી રહી.

જેઓ કેળવણીનો સામાજિક દૃષ્ટિએ વિચાર કરે છે, તેઓને તો હું અહીં જે વસ્તુની રજૂઆત કરું છું તે સ્વતઃ-સિદ્ધ જ લાગશે; જોકે પુસ્તકિયા લોકોના ખ્યાલોથી તો તે જરૂર ઉલટી જ જનારી છે. પહેલાં હું કહી ગયો છું તે પ્રમાણે, મેથ્યુ આર્નોલ્ડનું એ કથન કે, સમાજ પાસે 'સંસ્કૃતિ' કે 'અરાજકતા' એ બે વચ્ચે જ પસંદગી કરવાની રહે છે – એ બરાબર સાચું છે. અને શરીરનું અરાજકપણું મનના અરાજકપણા કરતાં ઓછું હાનિકારક નથી.

પરંતુ મેથ્યુ આર્નોલ્ડની ભૂલ એ માની લેવામાં થતી હતી – અથવા પોતાના વાચકોને એવું માની લેવા દેવામાં થતી હતી – કે એ અરાજકપણું દૂર કરવાનો ઉપાય, "જે કાંઈ સારામાં સારું વિચારાયું છે કે કહેવાયું છે, તે ભણવામાત્રમાં પર્યાપ્ત થતી કે મુખ્યત્વે એ જાતની સંસ્કારિતા છે" – અર્થાત્ વાંચીને કે સાંભળીને મેળવેલી સંસ્કારિતા છે. 'પૂર્ણતાનું પઠન' (આર્નોલ્ડે આપેલી સંસ્કારિતાની બીજી વ્યાખ્યા.) પૂર્ણતાના આચાર વિના કશા જ કામનું નથી. અને પૂર્ણતાના આચારની દીક્ષા લખતાં-વાંચતાં-ગણતાં શીખવાથી કે, તેનાથી નીપજતી કોઈ વસ્તુથી નથી જ મળતી. તેની શરૂઆત તો બહુ ઊંડેથી

થાય છે: એવા ભણતરથી થાય છે કે જેને 'પ્રાથમિક' કહેવાને બદલે 'પ્રથમનું – મૂળભૂત' કહેવું જોઈએ. આત્મનિગ્રહ તેમ જ તેની સાથે સંબદ્ધ એવા પાયાના સદ્ગુણના વિકાસ તરફ લક્ષ રાખતા એ દૃઢ મૂળભૂત ભણતર વિનાની લોકશાહી એવા વિનાશ તરફ ધસી રહી છે કે જેને વાંચેલી કે સાંભળેલી વાતોની બનેલી પ્રાથમિક કેળવણી દૂર કરવાને બદલે નજીક લાવી રહી છે.

કેળવણી ખાતાના પ્રધાને અને આરોગ્ય ખાતાના પ્રધાને પોતાનાં માથાં એકત્રિત કરવાં જોઈએ. તેમની એકત્રિત વિચારણાઓમાંથી જ લોકોની કુશળતા ખીલવવાનો અનેરો કાર્યક્રમ ઉદ્ભવશે. મેં વારંવાર કહ્યું છે કે, એ વસ્તુ રાષ્ટ્રની અણખીલવી પડેલી સંપત્તિઓમાં મોટામાં મોટી છે, અને શરીર તેમ જ મનના આરોગ્યના પાયારૂપ છે.

૬

# સ્વ-રાજ્યની શરૂઆત

"બદમાશોની ભરેલી દુનિયા છે. તે તમામની પ્રવૃત્તિ ભેગી કરી, તેમાંથી પ્રામાણિકતા નિપજાવવી."— કાર્લાઇલ.

એક પ્રસિદ્ધ નીતિ-સિદ્ધાંતનું ઉપર ટાંકેલું વર્ણન એ જ જાતના બીજા પણ ઘણા સિદ્ધાંતોને લાગુ પાડી શકાય તેવું છે. જેમ કે દુનિયામાં મૂર્ખાઓ ભરેલા છે, તેમણે એકઠા મળી કરેલા વિચારોમાંથી ડહાપણ નિપજાવવું; અથવા દુનિયામાં પોતાની જાત ઉપર કાબૂ ન રાખી શકે તેવી વ્યક્તિઓ ભરેલી છે, તેમને તમામ મતાધિકાર આપી દઈને તેમાંથી આત્મ-શાસન ભોગવતો સમાજ ઊભો કરવો.

સ્વ-રાજ્ય (કે જે પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિનું વસ્તુતાએ હાર્દ છે,) તેની ચાલુ વ્યાખ્યાઓમાં તે શબ્દના પ્રથમ 'સ્વ' ભાગ ઉપર વધારે પડતો ભાર મૂકવામાં આવે છે અને બીજા ભાગ 'રાજ્ય' ઉપર બહુ ઓછો ભાર મૂકવામાં આવે છે. નહીં તો એ ઉઘાડી વાત કદી ખ્યાલ બહાર ન જાત— અને આપણામાંના ઘણાને એ વાત ખ્યાલ બહાર રાખવાની ટેવ છે— કે, સાચું સ્વરાજ્ય ત્યારે જ કહેવાય, જ્યારે તે સ્વરાજ્ય ભોગવતી વ્યક્તિઓને પોતાની જાત ઉપર કાબૂ રાખતાં — રાજ્ય કરતાં આવડતું હોય. એની ખોટ દરેક જણને મતાધિકાર આપીને ન પૂરી શકાય; તેનાથી તો વાત ઊલટી વધુ વણસે; કારણ કે પોતાના મતનો ડહાપણભર્યો ઉપયોગ કરવા માટે, જીવનનાં બીજાં તમામ કાર્યોની જેમ, પોતાની જાત ઉપર કાબૂ હોવાની આવશ્યકતા છે. જે સમાજને રાજદ્વારી ભાષણિયાઓ પોતાની મરજી મુજબ હાંકી શકે છે,

અથવા તો ચૂંટણી વેળા સામુદાયિક રીતે આપવામાં આવતી લાલચોને જે ઝટ વશ થઈ જાય છે, તે સમાજ સ્વ-રાજ્ય ભોગવે છે એમ હરગિજ ન કહી શકાય, પછી ભલેને તે સમાજમાં મતાધિકાર ગમે તેટલો વ્યાપક કરવામાં આવ્યો હોય. તે સમાજ ઉપર તો પેલા લાંચ આપનારાઓનું જ રાજ્ય ચાલે છે; અને તેને સ્વ-શાસિત કહેવાને બદલે વહી ગયેલો કહેવો એ જ વધુ યોગ્ય છે.

જો ઉપરની દલીલ સાચી હોય, તો તેના વડે એ વાત પણ સિદ્ધ થઈ જાય છે કે, સ્વરાજ્ય ભોગવતી પ્રજા માટેની કેળવણીપદ્ધતિ દરેક નાગરિકમાં આત્મ-સંયમનો વિકાસ કરવાનું જ લક્ષ સૌથી પહેલું તથા સૌથી મહત્ત્વનું ગણે. કારણ કે, તે ગુણ વિના તે નાગરિકની બીજી બધી કેળવણી તો તેને સારી નાગરિકતાના માર્ગમાંથી દૂર જ લઈ જાય એવો સંભવ વધુ છે; તથા જ્યારે મત આપવાનો આવે ત્યારે તેને સામુદાયિક રીતે આપવામાં આવતી લાલચનો વહેલો શિકાર બનાવે. કારણ કે, ચૂંટણી વેળા અપાતી સામુદાયિક લાલચોની પદ્ધતિઓનો અભ્યાસ કરનાર દરેકને જણાશે કે, એ લાલચો માણસના અજ્ઞાનનો ગેરલાભ લઈને આપવામાં આવતી નથી; પરંતુ તે તો માણસની નબળી સંકલ્પશક્તિનો લાભ ઉઠાવે છે; તથા દરેક મતદારે ચોપડી વાંચીને કે ભાષણ સાંભળીને મેળવેલી 'કેળવણી' દરમ્યાન પકડી લીધેલાં, કશી ઊંડી સમજ વિનાનાં અમુક પોકળ વાક્યોનો જ સાધન તરીકે ઉપયોગ કરે છે.

ગયા નિબંધમાં મેં પ્રજાકીય કેળવણીના આવશ્યક તત્ત્વ તરીકે, તથા કેળવણીની જે ભૂમિકા 'પ્રાથમિક' કહેવાય છે તેની યોગ્ય વ્યાખ્યા તરીકે શારીરિક કેળવણી ઉપર એટલો બધો ભાર મૂક્યો હતો, તેનું મુખ્ય કારણ આ જ હતું. 'નીતિ-શિક્ષણ'ના વર્ગોની ઉપયોગિતામાં તથા શાબ્દિક દબાણ દ્વારા સદાચાર શીખવવાની સામાન્ય પદ્ધતિમાં મને વિશ્વાસ નથી.

કારણ કે, તે તે સદાચારને તેના ક્ષેત્રમાં પ્રત્યક્ષ આચરવા દ્વારા જ શીખી શકાય છે. તેમાંય બાકીના તમામ સદ્ગુણોના આવશ્યક પાયારૂપ 'આત્મસંયમ' શીખવાની વાત હોય, ત્યારે તો તે ખાસ સાચું છે. એ સદ્ગુણને શીખવતી વેળા આપણી પાસે તેનું ક્ષેત્ર હંમેશ મોજૂદ જ હોય છે, તથા તેની દરેક ભૂમિકાએ ખુલ્લું હોય છે. એ ક્ષેત્ર તે માનવ-શરીર. યોગ્ય પદ્ધતિઓના ઉપયોગ દ્વારા માનવ-શરીરને આત્મસંયમની એટલી હદ સુધી કેળવી શકાય કે, તેથી તેનો માલિક કોઈ વીર કે સંત થશે અથવા તો બદમાશ નહીં જ થાય, એવી બાંહેધરી ભલે ન આપી શકાય, પણ સારી જમીનમાં વાવેલા બીજની જેમ, અથવા અનુકૂળ જમીનમાં વાવેલા વૃક્ષની જેમ આગળ વધુ વિકાસ તે પામશે એવી ખાતરી જરૂર આપી શકાય. આત્મસંયમની કેળવણીની અને તેથી જ તેના સહચારી આત્મ-સંમાનની કેળવણીની આ જ સ્વાભાવિક શરૂઆત છે. તેની સામાજિક અસર કેવી થશે તેનો નીચેનો પ્રસંગ સૂચક છે :

હું જેની વકીલાત કરી રહ્યો છું તે પદ્ધતિ હેઠળ કેળવાયેલા એક ઇટાલિયન જુવાનને મારા એક મિત્રે રોમની એક મોટી પેઢીમાં હજૂરિયા તરીકે નોકરી આપવા તૈયારી બતાવી. તેણે જવાબ આપ્યો, 'નહીં સાહેબ, તમારો હજાર વાર આભાર માનું છું. પણ તેના કરતાં તો હું ભૂખે મરવાનું કબૂલ કરું. મારા શરીરને તેના કરતાં કાંઈ વધુ સારા કામ માટે તૈયાર કરવામાં આવેલું છે!' શરીર અને મનના સહ-શિક્ષણથી અવશ્ય નીપજવાની અસરોમાંથી એક એ હશે કે, તેનાથી જુવાનિયાઓ "મનને રસ ઉપજાવ્યા વિના શરીરને તાવી નાખનારા" ધંધાઓ સ્વીકારવાને વધુ ને વધુ નામરજી બતાવતા થશે. એવા ધંધાઓ નાબૂદ કરવાનો અથવા ઉચ્ચ સંસ્કૃતિની સાથે બંધ બેસે તેટલી મર્યાદામાં તેમને ઓછા કરી નાખવાનો કદાચ એ જ ઇલાજ છે.

સ્વરાજ્ય ભોગવતી પ્રજા જે કારણોએ લખતાં–વાંચતાં–ગણતાં શીખવાનું ફરજિયાત કરવાનું આવશ્યક માને, તે બધાં કારણો આ વસ્તુને પણ ફરજિયાત કરવા માટે કદાચ વધારે વજૂદથી મોજૂદ છે. આજની પરિસ્થિતિની એ એક ભારે વિચિત્રતા છે કે, લોકોએ ફરજિયાત કેળવણી મંજૂર રાખી છે, પરંતુ તે કેળવણીનું સ્વરૂપ કેવું હોવું જોઈએ તે નક્કી કરવામાં તેમને બહુ થોડો જ અથવા નહીં જેવો જ અવાજ છે. તે વસ્તુ તો પહેલેથી ચાલી આવેલી રૂઢિ અનુસાર તેમની ઉપરવટ જ નક્કી કરી દેવામાં આવી છે. સોનાનું ધોરણ પાછું લાવવાની બાબતમાં, કે જર્મની પાસેથી લેવાની બદલાની રકમ નક્કી કરવાની બાબતમાં તેમનો જેટલો ઓછો હિસ્સો હોય છે, તેટલો જ આ આખી વસ્તુનો મહત્ત્વનો અંશ નક્કી કરવાની બાબતમાં પણ હોય છે. તેમને તો તજજ્ઞો જેને સારું માને કે અત્યારનું તંત્ર જે કાંઈ આપી શકે તેનાથી જ સંતોષ માનવાનો હોય છે. તે એમાંય છેવટની બાબત તો જ્યાં જ્યાં કોઈ સુધારાની આવશ્યકતા હોય છે, ત્યાં ત્યાં તજજ્ઞોની પ્રવૃત્તિને મર્યાદિત કરવામાં હંમેશ નિયામક બને છે; અને આજે પણ જો લોકો શરીર અને મનના સહશિક્ષણ માટે પોકાર ઉઠાવે, તો તેમને એ જ જવાબ મળે કે, “અત્યારની શાળાઓ એને માટે અનુકૂળ નથી,” તથા તે શિક્ષણ આપી શકે તેવા શિક્ષકોની સંખ્યા મળી શકે તેમ નથી.

પરંતુ એ મુશ્કેલી અનુલ્લંઘનીય તો ન જ કહેવાય; તથા આમજનતા જો કેળવણીની યોગ્ય કિંમત આંકતાં શીખે, તથા કેળવણી આપવાની બાબતમાં જ નહીં પણ તે કઈ જાતની હોવી જોઈએ એ બાબતમાં પણ પોતાનો અવાજ વધુ અસરકારક બનાવતાં શીખે, તો એ મુશ્કેલી જરૂર ટાળી શકાય.

અત્યારે લોકોમાં આધુનિક કેળવણીની યોગ્યાયોગ્યતા વિષે સમજ જાગી છે, તથા તેઓ ‘કાંઈક વધુ અસરકારક’

વસ્તુ માગતા થયા છે. પરંતુ તે 'વધુ અસરકારક' શું તે કદાચ તેઓ હજુ સ્પષ્ટ જોઈ શકયા ન હોય એમ બને. એ વસ્તુ સ્પષ્ટ કરવાના એક માર્ગ તરીકે હું અહીંયાં વારંવાર વાપરવામાં આવેલું વિધાન — શરીર અને મનનું સહશિક્ષણ, તેના રહસ્ય ઉપર વિચાર કરવાની સૂચના કરું છું; એ વસ્તુ 'કેળવણીમાં નવા યુગના પ્રભાત'રૂપ નીવડશે.

૭

# કેળવણી અને કામવિજ્ઞાન

## ૧

કેળવણીના ક્ષેત્રમાં કામવિજ્ઞાનનું શિક્ષણ આપવાની બાબતમાં આજકાલ ખૂબ જ અસંતોષકારક પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે. તે પદ્ધતિ મુજબ કામમીમાંસાને એક જુદું પ્રકરણ અર્થાત્ એક જુદો 'વિષય' બનાવવામાં આવે છે, અને પછી તે 'પ્રશ્ન'ને છણવાના વિશિષ્ટ માર્ગો યોજવામાં આવે છે. આપણી કેળવણીના આજની પદ્ધતિનો મુખ્ય દોષ જ એ છે કે, તે પોતાનું કામ તૂટક રીતે કરે છે. આખી કેળવણીને તે જુદા જુદા અસંખ્ય 'વિષયો'માં ભાગી નાખે છે. તે વિષયોને પણ એકબીજાથી એવા નોખા નોખા કલ્પવામાં આવે છે કે જેથી સર્વાંગીણ મનુષ્યની જરૂરિયાતોની કલ્પના જ નજર સામે રહેતી નથી. તેથી જ્યારે કેળવણી પૂરી થાય છે, ત્યારે માણસ પોતે સર્વાંગીણતાની દૃષ્ટિએ બિનકેળવાયેલો જ રહી જાય છે. પરંતુ જ્યારે કામવિજ્ઞાનને પણ વિષયોની યાદીમાં જુદી મૂકવામાં આવે છે, અને તેને કેળવણીનો એક અલગ વિષય ગણવામાં આવે છે, ત્યારે તો આ પદ્ધતિ ખાસ હાનિકારક નીવડે છે. કારણકે, તેમ કરવાથી તે વસ્તુને અતિ આગળ પડતું ને જોખમકારી મહત્ત્વ મળી જાય છે, કે જે આપણા મૂળ પ્રયોજનને જ મારી નાખનારું નીવડે છે. એટલું જ નહિ, પણ જે યુવક યુવતીઓના કામ-વ્યાપાર તેમના અન્ય જીવન-વ્યાપારોમાં સમન્વિત થઈ એકાકાર ગોઠવાઈ ગયા હોતા નથી, તેઓ ઉપર તેની ખૂબ જ માઠી

અસર થાય છે. કોઈ પણ બાબતમાં મનુષ્યની સર્વાંગીણ દૃષ્ટિએ વિચાર કરવાની જરૂર હોય, તો તે આ બાબતમાં જ છે.

હું પોતે તો એમ માનું છું કે, કેળવણી આ બાબતમાં કાંઈ પણ કરી શકે તો એટલું જ કે, મનુષ્યનું સમગ્ર જીવન જે ઉપાયો વડે પ્રાણવાન બની જાય, તે ઉપાયો વ્યવસ્થિત રીતે યોજે. જે માણસનું જીવન નિષ્પ્રાણ બની ગયું હોય છે, તેની કામવૃત્તિ અવશ્ય વિકૃત બની જાય છે. આપણી અત્યારની કેળવણીની પદ્ધતિ એ વસ્તુને ઊભી થતી રોકવામાં કાંઈ જ મદદ નથી કરતી, પરંતુ તેમાં વધારો થાય તેવું ઘણુંય કરે છે. જે સમાજની વ્યક્તિઓનાં તન અને મન દુરસ્તીની છેક જ છેલ્લી કક્ષાએ પહોંચી ગયાં હોય, તે સમાજમાં વિષયવાસનાની બદીને વધતી રોકવાનો કોઈ માર્ગ જ નથી. જે સમાજમાં પ્રાણશક્તિનો પ્રવાહ પૂરજોશમાં ઉત્તમતાની ઉપાસનાને માર્ગે વહી રહ્યો હોય, તે સમાજમાં જ નીરોગી કામજીવન સંભવી શકે. સમાજમાં તે સ્થિતિ ઊભી કરવી, અર્થાત્ લોકોનાં શરીર અને મનને ઉત્તમ કોટીનાં બનાવવાં, એ જ કેળવણીનું કામ છે. તે સિદ્ધ કરવા જતાં જ કામવાસનાના કોયડાનું આપોઆપ નિરાકરણ આવી જશે.

કામવૃત્તિના અસ્તિત્વે વ્યક્તિના જીવનમાં કે સંસ્કૃતિના ઇતિહાસમાં એક પ્રેરક બળ તરીકે ભાગ ભજવ્યો છે. તે તે દાખલાના ગુણધર્માનુસાર, ક્યાંક તેમની પ્રગતિને કે ક્યાંક તેમની અવગતિને, તેણે વેગ આપ્યો છે. તેના કરતાં વધુ બળવાન શક્તિ બીજી કોઈ નથી; પરંતુ તે તેટલી જ ઉદ્દંડ પણ છે. વિજ્ઞાન, નીતિ, કે ધર્મ એ કશાના જરા સરખા નિયંત્રણને તે ગાંઠતી નથી. ગમે તેવાં નિયંત્રણોને તે સહેજ પણ ખબર પડવા દીધા વિના જ ગમે ત્યારે ઉરાડી મૂકે છે. જેને કાબૂમાં લાવવામાં ધર્મ અને નીતિ નિષ્ફળ નીવડ્યાં છે, તેને ‘ કામ-વિજ્ઞાન’રૂપે અપાતી વૈજ્ઞાનિક માહિતી કાબૂમાં લાવી શકશે એવો ખ્યાલ

અત્યારે બહુ પ્રચારમાં આવ્યો છે; પરંતુ તે એક ભ્રમણા જ છે. કામીના અંતરમાં ભભૂકી ઊઠેલી જ્વાળાને રોકવી એ પ્રબળ આંધીને કે ઊંડા ધરતીકંપને રોકવા જેવું લગભગ અશક્ય છે. તેનો ઉદય વિશ્વના ઊંડાણમાંથી થયો હોય છે, અને તેમાં કુદરતની નાડીનું જોમ ધબકી રહ્યું હોય છે. માણસે યોજી રાખેલી સારામાં સારી યોજનાઓને ઘડીમાં હતી-ન-હતી કરી નાખવાને તેનાં પૂર અણધાર્યાં જ ઊછળી આવે છે. તેમની આગળ વિજ્ઞાન ક્ષણ વાર પણ ઊભું રહી શકે તેમ નથી. કળા કદાચ તેના જુવાળને સૌંદર્યોપાસનાની દિશામાં વાળી દઈ શકે,—અને એમાં જ કદાચ આપણે માટે આશા બાકી રહે છે. પરંતુ વિજ્ઞાન તો તેની સામે પડીને ભાગે છે.

આપણે એ વસ્તુ બરાબર સમજીશું, ત્યારે આપણે પણ 'સંતતિનિયંત્રણના શાસ્ત્ર' પાછળ ઓછા પડીશું, અને સ્ત્રી કે પુરુષ જે કળા વડે પોતાની સમગ્ર જાત ઉપર સંપૂર્ણ કાબૂ મેળવે, તે કળાની પાછળ વધારે પડીશું. આપણે ચોક્સ ખાતરી રાખવી જોઈએ કે, વિજ્ઞાન કે ધર્મ જ્યારે માનવજીવનમાંથી કામ-વાસનાના પ્રશ્નને નોખો પાડી, જીવનના એક અલગ વિભાગ તરીકે તેનો નોખો ઉકેલ લાવવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેઓ તે પ્રશ્નને દલીલબાજીનો વિષય બનાવી મૂકીને તેનાં અનિષ્ટો ઊલટાં વધારી મૂકે છે. કારણ કે, કામ-વાસનાને જ્યારે દલીલબાજીનો બનાવી મૂકવામાં આવે છે, ત્યારે તેનાં જોખમો સૌથી વધુ ગંભીર બની જાય છે. પોતાની આસપાસ સહેજ પણ નજર કરનારને એ વસ્તુ તરત જણાઈ આવશે. એ રીતે એ પ્રશ્નને છણવા જતાં તો આખી સંસ્કૃતિ વિનાશના ખાડામાં ઊતરી જાય તો નવાઈ નહિ.

મેં બીજા એક પ્રસંગે જણાવ્યું છે કે, એક અર્થમાં આપણે મૃત્યુ જેટલો ઓછો વિચાર બીજા કશાનો નથી કરતા; પરંતુ બીજા અર્થમાં આપણે તેનો વિચાર કરતાં કદી થોભતા

પણ નથી. આપણી વિચારક્રિયાના બંધારણમાં જ મૃત્યુનું ભાન પરોવાયેલું હોય છે. આપણી બધી વિચારણા મૃત્યુથી અંત પામતા જીવનને અનુલક્ષીને જ થતી હોય છે; અને તે અનુસાર જ તેનું સ્વરૂપ ઘડાયું હોય છે; જોકે સામાન્ય રીતે આપણે તેનાથી અણજાણ હોઈએ છીએ. આપણામાંના કેટલાક 'ઝડપી' જીવન જીવતા હશે, અને બીજા કેટલાક 'ધીમેથી ચાલવામાં' જ ડહાપણ માનતા હશે. પરંતુ બંને રીતોમાં કાળની મર્યાદાનું ભાન ન હોય, તો તેમનો કશો અર્થ જ ન રહે, કે એમાંથી એકને પસંદ કરવાનું કાંઈ કારણ જ ન રહે. એ અર્થમાં બધા માણસો મૃત્યુ કરતાં વધારે બીજા કશાનો વિચાર નથી કરતા, એમ કહી શકાય.

એ જ વસ્તુ થોડાક ફેરફાર સાથે કામ-ભોગની બાબતમાં પણ લાગુ પાડી શકાય. સ્ત્રીપુરુષો હંમેશાં મૃત્યુનો વિચાર જેમ નિરંતર નથી કરતાં, તેમ કામભોગનો વિચાર પણ નિરંતર નથી કર્યા કરતાં. અલબત્ત, વૃદ્ધાવસ્થા દરમ્યાન જેમ કેટલાક સમય એવા આવે છે કે જ્યારે મૃત્યુનો ખ્યાલ ઉપર તરી આવીને કલ્પનાનું આખું ક્ષેત્ર રોકી લે છે, તેમ મોટે ભાગે જુવાનીમાં એવા ગાળા જરૂર આવે છે કે જ્યારે કામ-ભોગના વિચારો ઉપર તરી આવીને આખા માનસક્ષેત્રને આવરી લે છે. સ્પિનોઝાએ મૃત્યુને માટે કહ્યું હતું તેમ, કામ-વાસનાની બાબત માટે એમ હિંમત-પૂર્વક કહી શકાય કે, ડાહ્યો માણસ તેનો ઓછામાં ઓછો વિચાર કરે છે. પરંતુ એ કથનના દરેક શબ્દની વ્યાખ્યા બહુ ચોકસાઈથી કરવી જોઈએ; અને અંતે તે કથન જે 'ડાહ્યા' માણસોને લાગુ કરવાનું છે, તેવા ડાહ્યા માણસો બાકી જ ન રહે, એવું બનવાનો પણ સંભવ છે. કારણ કે, યોગી પણ ભોગીના જેટલો જ — કદાચ તેનાથી પણ વધારે, તે વસ્તુનો વિચાર કરતો હોય છે; જોકે, તેનો વિચાર જુદા પ્રકારનો હોય છે. અને કામવાસનાના સર્વવ્યાપી સામ્રાજ્યની અવગણના

કરનારો નીતિશાસ્ત્રી, તેનો વિરોધ કરવામાં, યોગી કરતાં ઓછું ડહાપણ બતાવતો હશે, તથા તેને વશ થવામાં ભોગી જેટલી જ મૂર્ખતા બતાવતો હશે. કોઈ સ્ત્રી કે પુરુષ કામવાસના વિષે બહુ જ થોડો વિચાર કરે છે, તેમ જ તેને પાપ ગણીને તિરસ્કારે છે, માટે તે 'ડાહ્યો' છે એમ માની શકાય નહીં.

ઉપરાંત મહાન નાટચકારોને, તેમ જ બીજા પણ અસંખ્ય કળાકારોને આ 'ડાહ્યા' માણસોના વર્ગમાંથી બાતલ કરવા પડે. તેઓએ કામવાસનાને બાતલ કરી નથી, તેમ જ તેને ભ્રષ્ટ પણ બનાવી મૂકી નથી. તેમની શ્રેષ્ઠ કૃતિઓમાં[1] તેઓએ તેનું સારી પેઠે નિરૂપણ કર્યું હોય છે. જોકે તેઓએ તે નિરૂપણ હંમેશાં તેને મૃત્યુ સાથે ગાઢપણે સંકળાયેલી રાખીને કર્યું હોય છે, અને એ રીતે તેને રહસ્ય તથા સૌંદર્યની ઉદાત્તતા અર્પી ઉન્નત બનાવી મૂકી હોય છે. કામ-વાસનાનું નિરૂપણ કરતા આજના નવલકથાકારો ઉન્નતીકરણની એ કળા ગુમાવી બેઠા હોય એમ લાગે છે. મારી એવી સૂચના છે કે, કામ-વાસનાના જોખમકારક તથા તોફાની મહાસાગરમાં પોતાનું નાવ હંકારવામાં દિશાસૂચન મેળવવા માટે કેળવણીએ નીતિશાસ્ત્રીઓ કે વૈજ્ઞાનિકો કરતાં આવા શ્રેષ્ઠ કળાકારો તરફ નજર કરવી જોઈએ.

કામવાસનાના પ્રશ્ન પરત્વે બે છેક જ જુદાં કે વિરોધી વલણ સ્વીકારાતાં માલૂમ પડે છે. તેનાથી તે પ્રશ્ન કેળવણીને માટે સૌથી વધુ કઠિન નહિ તોય લગભગ તેવો બની ગયો છે. પરંતુ તેથી કરીને કેળવણી તે પ્રશ્નને પડતો મૂકે, તો પછી 'જીવન માટે તૈયારી' કહેવાવાના તેના દાવાનું શું થાય?

એક બાજુ કામવાસનાને સર્વ પાપોનું મૂળ માનવાનું વલણ અથવા મનોવૃત્તિ દેખાય છે. તે વલણવાળા લોકોને મન 'અનીતિ' શબ્દનો અર્થ જ 'કામવાસના' થાય છે. તેઓ

---

૧. જેવી કે સોફોક્લસનું 'Antigone', ડાન્ટેનું 'Divine Comedy', શેક્સપિયરનું 'Othello', અને ગેટેનું Faust.'

તે વાસના સામે ભીષણ સંગ્રામ ચલાવી તેને કચડી નાખવાના વિચારના હોય છે.

બીજી બાજુ, એથી ઊલટું વલણ કામવાસનાના બળને માણસના સર્વોત્તમ ગુણોની ખિલવણીમાં અથવા તેના અંતિમ ધ્યેયની સાધનામાં અનિવાર્ય સહાયક ગણવાનું છે. આ બંને વલણો કામવાસનાના બળને જોખમકારક ગણવાની બાબતમાં તો એકમત છે. પરંતુ પહેલા વર્ગના લોકો તેને કટ્ટર દુશ્મન માનીને તેનો નાશ કરવાનું ઇચ્છે છે; જ્યારે બીજા વર્ગના લોકો તેને 'સુંદર શત્રુ' ગણીને તેને પોતાનો મિત્ર બનાવી લેવાનું ઇચ્છે છે. આપણી આજની શિક્ષણપદ્ધતિ એ બે અભિપ્રાયોની વચમાં જ ખડી છે. બીજા વર્ગના અભિપ્રાય તરફ તે શંકાશીલ ચિત્તે વળતી દેખાય છે; પરંતુ પહેલા તરફ છેક જ પીઠ ફેરવી લેવાની તેની હિંમત નથી.

સમાજે આ પ્રબળ શક્તિને કાબૂમાં લાવવા માટે જે જે પ્રયત્નો કર્યા છે તેમાં તેણે મુખ્યત્વે ત્રણ શસ્ત્રોનો ઉપયોગ કર્યો છે : સામાજિક મનાઈ, નીતિનિયમની દોરવણી, અને વિજ્ઞાન. કામવાસનાના પ્રલોભન સામે ટકી રહેવાની શક્તિની દૃષ્ટિએ વિચારીએ તો, સૌથી પ્રબળ શસ્ત્ર સામાજિક મનાઈ છે. અને વિજ્ઞાન સૌથી નબળું છે. જ્યારે જ્યારે કામવાસનાની શક્તિ વિજ્ઞાનના અંકુશ હેઠળ લાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, ત્યારે ત્યારે અંધાધૂંધી જ મચી છે, અને જો સામાજિક મનાઈની શક્તિ સદંતર પાયમાલીને રોકવા જેટલી પ્રબળ ન રહી હોત, તો પરિણામ છેક જ વિઘાતક આવ્યું હોત. નીતિનિયમનો ઉપાય પણ કામવાસનાની બાબતમાં હતાશાના ઉપાય જેવો લાગે છે. જ્યારે વાસનાનું તોફાન ચાલતું હોય છે, ત્યારે તેનો અવાજ પણ સંભળાતો નથી; અને તેના કરુણ અંજામો સામે તે જરાય અસરકારક નીવડતો નથી. પરંતુ તે ત્રણે શસ્ત્રોમાંથી કોઈ એકલું કે ત્રણે ભેગાં મળીને પણ કામ-

વાસનાની શક્તિને કાબૂમાં લાવી શક્યાં નથી. સામાજિક મનાઈ ભલે પ્રબળ હોય, નીતિનિયમ ભલે હતાશાના હોય, અને વિજ્ઞાન ભલે નબળું હોય, પરંતુ કામવાસના તે ત્રણે કરતાં પ્રબળ છે. તે ત્રણમાંથી દરેકને કારણે કેટલીય પાયમાલી અને કેટલુંય દુઃખ નીપજ્યાં છે. પરંતુ મને પોતાને લાગ્યું છે કે. સામાજિક મનાઈને વશ થવાથી નીપજતાં દુઃખો આ બાબતમાં સરવાળે ગમે તેટલાં મોટાં હશે, તોપણ વિજ્ઞાન જ્યારે આ પ્રશ્નમાં માથું મારવાનું શરૂ કરીને તેને હાથમાં લીધાનો દાવો કરે છે ત્યારે જે દુઃખો નીપજે છે, તેમની સરખામણીમાં તો ક્યાંય નાનાં છે.

જોકે, અહીં એટલું ઉમેરવું જોઈએ કે, આ પ્રશ્નની બાબતમાં વિજ્ઞાન અથવા શાસ્ત્રીય જ્ઞાનને નામે ઓળખાતું ઘણુંય તે નામને લાયક હોતું નથી. તે માહિતી જેમનાં ભેજાંમાંથી નીકળી હોય છે, તેમનાં ભેજાંમાં, તેમ જ પરણેલા કે કુંવારાના ભલા માટે એ બધી બાબતો સમજાવનારાં પુસ્તકોમાં, એ બાબતોના વૈજ્ઞાનિકપણા વિષે ગમે તેવો દાવો કરવામાં આવતો હોય; પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે, વૈજ્ઞાનિકના અભ્યાસગૃહમાંથી પરાં અને ચાલીઓ સુધી પહોંચતાં સુધીમાં, તથા આત્મસંયમની તાલીમ જ ન પામેલા લોકો દ્વારા તેનો અમલ થતા સુધીમાં તો તેનું વૈજ્ઞાનિકપણું સારી પેઠે ચળાઈ ગયું હોય છે, તથા બીજી અનેક બાબતો સાથે મિશ્રિત થઈ ગયું હોય છે. જુવાનના દિલમાં જ્યારે કામવાસનાનું તોફાન ઊપડ્યું હોય છે, ત્યારે તેની વીજળીને જમીનમાં ઉતારી દેવામાં સામાજિક મનાઈ તથા તેની સાથે ભળેલા કુદરતી શક્તિઓ દ્વારા થનારી સજાના ભયો, વિજ્ઞાનની શિખામણોના સ્મરણ કરતાં વધારે અસરકારક નીવડે છે. ઉપરાંત, વિજ્ઞાનની શિખામણો ચોક્સ શી છે, તે પણ હજુ સુધી સ્પષ્ટ થયું નથી. જુદી જુદી વૈજ્ઞાનિક માહિતીઓના ખીચડા જેવી જ તે બધી

દેખાય છે; તેમાંની દરેક અમુક તાત્કાલિક જરૂરિયાત પૂરતી જ વિચારાઈ હોય છે; પરંતુ સમગ્ર મનુષ્ય જીવનના રહસ્યનો કોઈ વ્યાપક ખ્યાલ એ બધીને એકસૂત્ર નથી કરતો.

૨

તો પછી આ મુશ્કેલ પ્રશ્નની બાબતમાં કેળવણી શું કરી શકે?

આ પ્રશ્નને લગતી જેટલી પદ્ધતિઓ મારા જાણવામાં છે, તે બધીમાંથી પોતાનું પ્રયોજન સિદ્ધ કરવામાં ઓછામાં ઓછી સફળ નીવડે તેવી પદ્ધતિ હોય, તો તે કામવિજ્ઞાનને યુવાનોને આપવાના શિક્ષણનો એક અલગ ‘વિષય’ બનાવવાની પદ્ધતિ છે. કેળવણી એ તો એક પછી એક ચર્ચવાના જુદા જુદા ‘વિષયો’ની બનેલી વસ્તુ છે, એ જાતની ઉપર જણાવેલી કમનસીબ કલ્પના પ્રચારમાં ન હોત તો, પોતાની સાન ઠેકાણે હોય તેવા કોઈ માણસને એ જાતની પદ્ધતિ ન સૂઝી હોત. એ કમનસીબ કલ્પનાએ આપણને આ બાબતમાં જેટલા અવળે માર્ગે ચડાવ્યા છે, તેટલા બીજા કોઈ દાખલામાં નથી ચડાવ્યા. (કદાચ ધર્મશિક્ષણને પણ એમાં ઉમેરી લેવું જોઈએ.) માનવશિક્ષણના સૌથી અગત્યના મુદ્દાઓને ‘વિષયો’ બનાવીને કદી શીખવી શકાય નહિ; તેમનું શિક્ષણ આડકતરી રીતે જ સંભવી શકે. જે કેળવણીકાર એટલું નથી સમજતો કે, જે મુખ્ય પ્રયોજનો પોતે સિદ્ધ કરવા ઇચ્છે છે, તેમને તેના સમય-પત્રકમાંની ‘વિષયો’ની યાદીમાં સ્થાન જ ન હોઈ શકે, તેને પોતાના ધંધાની બારાખડી પણ નથી આવડતી એમ જ કહેવું જોઈએ.

આપણે કામવિજ્ઞાનને વિષય તરીકે ભલે સ્થાન ન આપીએ; પરંતુ તેથી એમ નથી માની લેવાનું કે, તેને આપણે આપણા ખ્યાલમાંથી જ કાઢી નાખવાનું છે. ડાહ્યો કેળવણીકાર તેને

પોતાનાં મનઃચક્ષુ સામે તો રાખે જ છે, પરંતુ તેને વિષે તે બની શકે તેટલું ઓછું બોલે છે. 'કામશાસ્ત્ર બાબત પૂરેપૂરી તેમ જ નિખાલસ' ચર્ચા કરવાથી વિદ્યાર્થીઓને કામવાસનાની વિકૃતિઓમાંથી બચાવી શકાશે, એ માન્યતા મને એક મહા ભયાનક ભ્રમણા લાગે છે, એ મારે કબૂલ કરવું જોઈએ. તેમ જ એવી 'પૂરેપૂરી તેમ જ નિખાલસ' ચર્ચા કરવાની જવાબદારી જેમને માથે હોય તેવાં શિક્ષક કે શિક્ષિકાની દશામાં મુકાવા હું પોતે તો કદી તૈયાર ન થાઉં. એ વસ્તુ જ એવી છે કે, એની ચર્ચામાત્ર — અને ખાસ કરીને વયમાં આવેલા વિદ્યાર્થીઓ સાથેની ચર્ચા — તેમને આડકતરી રીતે સૂચનરૂપ જ થઈ પડે છે. એની 'ગુહ્ય'તા કેટલેક અંશે એમાં જ રહેલી છે. એની 'ચર્ચા'થી એક જાતનું કુતૂહલ શમે છે, તો બીજી જાતનું કુતૂહલ ઊભું થાય છે. પોતાના શિક્ષકની દોરવણી હેઠળ (એ શિક્ષક જાતે પણ ભયમુક્ત ભાગ્યે જ હોય છે) કામશાસ્ત્રમાં વિશારદ થયેલો, તથા વનસ્પતિમાં પુંકેસર અને સ્ત્રીકેસર દ્વારા થતી બીજારોપણની ક્રિયા સુધીનો આખો 'વિષય' જેને કંઠસ્થ થઈ ગયો છે, તેવો યુવાન બરાબર સમજતો હોય છે કે, તેની માહિતી પ્રત્યક્ષ પ્રયોગ વિના છેક જ અધૂરી છે. અને સંભવ તો એવો છે કે, એ પ્રત્યક્ષ પ્રયોગ કરી જોવામાં તે વધુ ઢીલ નહીં જ કરે. શિક્ષકોએ એને એ બાબત વિષે પૂરેપૂરી માહિતી આપી જ છે કે, કેમ તે વિષે પણ તેને સંદેહ રહ્યા કરે છે. તેમાંય જ્યારે તે વસ્તુની નીતિમત્તા ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો હોય છે, ત્યારે તો તે હંમેશ શંકાશીલ રહે છે. તેવા દાખલામાં તો તે પ્રત્યક્ષ પ્રયોગની ભૂમિકાએ વધુ જલદી પહોંચી જવાનો અને ખાતરી કરી જોવાનો કે, તેના શિક્ષકોએ તેને ઊંઠાં ભણાવ્યાં છે કે કેમ. વિજ્ઞાનની બીજી શાખાઓમાં તો શિક્ષણ આપતી વખતે શીખવેલો પાઠ પૂરો કરવાને તથા તેનું રહસ્ય વિદ્યાર્થીના

મનમાં બરાબર ઠસાવવા માટે પ્રત્યક્ષ પ્રયોગની આવશ્યકતા ખાસ સ્વીકારવામાં આવે છે. વિદ્યાર્થીને ગણિતની જે રીત શીખવવામાં આવી હોય, તેના દાખલા તેણે જાતે ગણી જોવા જોઈએ; જે વસ્તુનું સ્વરૂપ તેને વર્ણવી બતાવવામાં આવ્યું હોય, તેનું તેણે જાતે નિરીક્ષણ કરવું જોઈએ તથા તેની આકૃતિઓ કે નમૂનાઓ તૈયાર કરવાં જોઈએ; વર્ગમાં જે શીખવવામાં આવ્યું હોય, તેની તેણે પ્રયોગશાળામાં જઈને ખાતરી કરી લેવી જોઈએ તથા પોતાના જ્ઞાનને તેણે નિશાળ બહાર કસી જોવું જોઈએ; વગેરે. પરંતુ કામશાસ્ત્રની બાબતમાં તો શિક્ષક પ્રત્યક્ષ પ્રયોગના મુદ્દા આગળ જ આવીને એકદમ અટકી જાય છે. તેનો ઇરાદો જ તે બાબતનો પ્રત્યક્ષ પ્રયોગ કરવાની વૃત્તિને ઉત્તેજન આપવાનો હોવાને બદલે રોકવાનો હોય છે. અને ખરો ભય તો એ છે કે, તે ઇચ્છે છે તે કરતાં જલદી, તથા તે નથી ઇચ્છતો તેવા માર્ગોએ, વિદ્યાર્થી એ ત્રુટિ પૂરી કરી લેશે. ઑક્સીજનના ગુણો કે અન્નની પાચનક્રિયા સમજાવતી વખતે શિક્ષક જેમ 'ઠંડા લોહી' જોડે કામ લેતો હોય છે તેવું અહીં નથી હોતું. અહીં તો તે પ્રત્યક્ષ પ્રયોગ માટે ઊકળી રહેલા લોહી સાથે કામ લેતો હોય છે: તે તો અગ્નિ સાથે ખેલ ખેલતો હોય છે.

શિક્ષકને માટે જે ભય રહેલા છે, તે વિસ્તારથી વર્ણવવાની જરૂર નથી. એક જ મુદ્દો બસ થશે. કામવિકારની બાબતમાં તમે કદી પૂરેપૂરા નિખાલસ નહિ થઈ શકો. પરંતુ આ બાબત એવી છે કે, તમે મનમાં સહેજ પણ ચોરી રાખીને વાત કરો છો એવો જરાક પણ સંશય જુવાનોને આવ્યો, — અને એવી ચોરી જુવાનો જલદી પકડી પાડે છે, — તેની સાથે જ સારા પરિણામની આશા મારી જાય છે. ધર્મની બાબતમાં પણ એવું જ છે.

૩

હવે, કેળવણીએ આ બાબતમાં શું કરવું જોઈએ, તેનો કંઈક વિચાર કરીએ. કામભોગનું રહસ્ય સમજાવતા પહેલાં લોહી નીકળે ત્યાં સુધી યુવક-યુવતીને ચાબુકથી ફટકારવાનો કેટલાક જંગલી લોકોમાં વિધિ છે. તેમાંથી આપણે એક સૂચના અવશ્ય મેળવી શકીએ. હું એમ નથી સૂચવવા માગતો કે, યુવક-યુવતીઓને આ રહસ્ય સમજાવતા પહેલાં, તેમની ચામડી ચિરાઈ જાય ત્યાં સુધી ફટકારવાં જોઈએ; જોકે, તેનાથી પણ વધુ કારમી પદ્ધતિઓ જગતમાં જાણીતી છે. પરંતુ એ વિધિના ઓછામાં ઓછા ત્રણ મુદ્દાઓની પાછળ સાચો સિદ્ધાંત રહેલો છે, એમ મને લાગે છે.

સંભોગની ક્રિયાને એક ભારે રહસ્યરૂપ ગણવાનો સિદ્ધાંત સાચો છે, એમ મને લાગે છે. એ વસ્તુ અગમ્ય છે, એ અર્થમાં તે રહસ્યરૂપ નથી; પરંતુ તે રહસ્ય સમજનારમાં ઉચ્ચ કોટીની વીરતા અને બીજો જન્મ પામવાનું દ્વિજત્વ જોઈએ, એ અર્થમાં તે રહસ્યરૂપ છે. ઉપર ઉલ્લેખેલા વિધિમાં સંભોગક્રિયાના રહસ્ય પછી તરત જ મૃત્યુ અથવા અમરતાનું રહસ્ય સમજાવવાની વાત આવે છે. તે રહસ્ય જાણવા ઇચ્છનારમાં જે લાયકાત જોઈએ, તે જ લાયકાત સંભોગક્રિયાનું રહસ્ય સમજનારમાં પણ હોવી જોઈએ. તેથી કરીને જ્યારે એ ક્રિયાનું છેક છેવટની હદ સુધીનું પૃથક્કરણ કરી નાખીને તેને વનસ્પતિના બીજારોપણની જેમ, કે મરઘીનાં ઈંડાંની ઉત્પત્તિની જેમ 'સાદી અને કુદરતી' ક્રિયા તરીકે જુવાનો આગળ રજૂ કરવામાં આવે છે, ત્યારે તેનું સાચું સ્વરૂપ સમજવામાં આવતું જ નથી, અને તેનો દુરુપયોગ જ થાય છે. ઉપરાંત, સંભોગક્રિયા વખતે સ્ત્રીપુરુષ કાંઈ વનસ્પતિ કે પક્ષી કે પશુઓની કોટીની ક્રિયા નથી કરતાં. પરંતુ તેમની પ્રેમક્રીડા જુદી જ ભૂમિકા ઉપર ચાલવી જોઈએ, એ વસ્તુની તીખી યાદ ચાબુક વડે દેવરાવવાનો સિદ્ધાંત

પણ સાચો છે. કારણ કે, એક મહાન રહસ્ય તરીકે સંભોગ-ક્રિયાનું સાચું મહત્ત્વ જાળવી રાખીએ, તો જ ઉચ્ચ પ્રકારનાં માનવપ્રાણીઓની ઉત્પત્તિ સિદ્ધ થવાની કાંઈક પણ સંભાવના છે. સોટીના ચમચમાટ વડે તાલીમ નહીં પામેલાં એવાં — નર્યું ભોગસુખ શોધનારાં નિકૃષ્ટ કોટીનાં પ્રાણીઓને સહેલું કામ-વિજ્ઞાન શીખવી દીધાથી તે વસ્તુ નહીં જ સિદ્ધ થાય. મને લાગે છે કે, એ બાબતમાં ભવિષ્યની પ્રજાને પણ કંઈ લેવા-દેવા છે. ઉદ્દંડ સંભોગક્રિયાની આડ-પેદાશ તરીકે ઉત્પન્ન થયેલાં બાળકો પુખ્ત ઉમરે નિકૃષ્ટ કોટીનાં માતપિતા જ બની શકે.

આ જાતની વિચારણાથી આપણે કાંઈક સૂચનો જ મેળવી શકીએ છીએ, વિશેષ નહીં. પરંતુ, કેળવણીએ જે માર્ગ અખત્યાર કરવો જોઈએ, તેનું કંઈ વધુ ચોક્કસ નિરૂપણ આપણે કરી શકીએ તેમ છીએ કે નહીં?

મિ. આફ્રિકન સ્પિરે લખેલી એક નાની ચોપડીમાં* માણસના સ્વભાવ વિષે કેટલાંક વિધાનો કરેલાં છે. કેળવણીના ક્ષેત્રમાં કામ કરનારા દરેક જણે તે વિચારવા જેવાં છે. તેમાંય આપણા પ્રસ્તુત મુદ્દાની બાબતમાં તો તે ખાસ ઉપયોગી થઈ પડે તેમ છે. મિ. સ્પિર કહે છે કે, દરેક માનવ પ્રાણીનો આત્મા, અર્થાત્ તેનો વાસ્તવિક 'હું' એક વસ્તુ સિવાય બિલકુલ ખાલી જ હોય છે, અને એ વસ્તુ તે સારાસાર કે સત્યાસત્ય વચ્ચેના વિવેકનું ભાન. આપણે આમ ખાલી હોવાથી તથા આપણા ખાલીપણાનું ભાન આપણને હોવાથી, આપણા જીવનના તમામ પ્રયત્ન તે ખાલીપણું ભરી કાઢવા માટે થતા હોય છે. માણસ કોઈ પણ ઉદ્યોગ-ધંધો કરતો હોય, કે રમત-ગમત કરતો હોય, ઉદરનિર્વાહ માટે પ્રયત્ન કરતો હોય કે આત્માના કલ્યાણ માટે પુરુષાર્થ કરતો હોય, માણસાઈ દાખવતો

* 'Esquisses de Philosophic Critique.'

હોય કે મૂર્ખાઈ, શરાતન બતાવતો હોય કે કાયરતા, અર્થાત્ તે પૈસા કમાતો હોય, લડાઈઓ કરતો હોય કે પ્રેમ કરતો હોય — કોઈ પણ વેળાએ તેને પકડીને તમે તપાસશો તો તમને માલૂમ પડશે કે તે પોતાની સમજ અનુસાર પોતાની અંદરના ખાલીપણાને ભરી કાઢવાનો જ પ્રયત્ન કરતો હશે. એમ જ કહી શકાય કે, મૂળે ખાલી, તેમ જ પોતાના ખાલીપણાના ભાનવાળા પ્રાણીનો પરિપૂર્ણ થવાનો પ્રયત્ન, તેનું નામ જ જીવન.

આ ગંભીર કલ્પના દૃષ્ટિ સમક્ષ રાખીને આપણે પૂછીએ કે, કેળવણી એટલે શું ? તો એ જ જવાબ આપવો પડે કે, પોતાના જીવનને પરિપૂર્ણ બનાવવાના માણસના પ્રયત્નોને કસોટીના પથરા ઉપર ચડાવીને દોરવણી આપવી તેનું નામ કેળવણી. કસોટીનો પથ્થર કહી દે છે કે, જીવનના શત્રુઓ કોણ છે અને જીવનના મિત્રો કોણ છે. તમે તમારા જીવનને અનિષ્ટ બાબતોથી ભરી કાઢો, તો તમારા જીવનનો નાશ કરનારા શત્રુઓથી તેને ભરી કાઢો છો એમ જ કહેવાય. તેને બદલે તમારા જીવનને હિતકાર બાબતોથી ભરી કાઢો, તો તમે દૃઢ ખડક ઉપર જ તેનો પાયો નાખ્યો કહેવાય. સારી કે માઠી કોઈ પણ બાબતથી તમે તમારું જીવન ભરવાના છો, એ નક્કી છે. પરંતુ કઈથી ભરવું હિતકર છે, એ બતાવવાનું કામ કેળવણીનું છે. અર્થાત્, કેળવણી જીવનને યોગ્ય રીતે પરિપૂર્ણ કરવા માટે ઉત્તમતાની તાલીમરૂપ છે; ખાલી આત્માની ભૂખ સંતોષવાના એકમાત્ર સાધનરૂપ છે.

પરંતુ આપણે સિદ્ધાંત ઉપરથી વ્યવહાર ઉપર આવીએ. એક વખત હું અમેરિકામાં એક સંસ્થાની મુલાકાતે ગયો હતો. તેમાં યુવકો અને યુવતીઓ મોટી સંખ્યામાં ભેગાં જ લલિત કળાઓનું શિક્ષણ મેળવતાં હતાં. તે જોઈ મને તેના સંસ્થાપકને પૂછવાનું મન થઈ આવ્યું કે, આ સહશિક્ષણની

વ્યવસ્થા કેવીક ચાલે છે ? તેણે કહ્યું કે, "બરાબર ચાલે છે આ સંસ્થામાં જીવનપ્રવાહ સુંદરતાના સર્જન તરફ બહુ વેગથ વહે છે, એ બીનામાં જ અમારી સલામતી છે. પ્રેમનું નાટ અવશ્ય અહીં પણ ચાલ્યાં કરે છે; પરંતુ તે હીન માર્ગે વળતું નથી. આ જુવાનિયાંઓનું જીવન એટલું બધું ભરેલું છે તેમ જ તેઓ અહીં જે કંઈ કરે છે તેમાં તેઓ એટલાં બધ તલ્લીન રહે છે કે, તેઓ ઝટ અવળે માર્ગે વળતાં નથી. સરવાળે આ સહશિક્ષણ અમને જીવનપોષક માલૂમ પડયું છે; તેથ યુવક–યુવતીના આ સહવાસને અમે તો અમારા કામમાં સહાર માની આવકારીએ છીએ."

એ છેલ્લા વાક્યમાંથી આપણને જોઈતી એક અગત્યન સૂચના મળી જાય છે. તેનો અર્થ બરાબર સમજીએ, ત આપણું કામ આ જાતનું બની રહે છે: આપણે કેળવણી એવું સ્વરૂપ વિચારી કાઢવું જોઈએ કે જેથી માનવપ્રાણીઓન કામવાસના ઝેરના પેઠે તજવાની કે દુશ્મનની પેઠે ધિક્કારવાન વસ્તુ બનવાને બદલે, આપણા જીવનમાં એક પ્રાણપ્રેરક બ તરીકે ગોઠવાઈ જાય, તથા ઉચ્ચતર સંસ્કૃતિ તરફ આગ લઈ જનાર શક્તિ તરીકે આવકારવા જેવી વસ્તુ બની જાય.

કેળવણીનું એ જાતનું સ્વરૂપ શક્ય છે? અને જો શક્ય હોય, તો ઇચ્છવા જોગ પણ છે? હા, તે જરૂર શક્ય છે અને મને તો બીજા બધા કરતાં પણ તે વધુ ઇચ્છવા જો લાગે છે.

કારણ કે, અંતે કામવાસનાનો અર્થ શો છે? તથા તે સ્વરૂપ શું છે? તે કુદરતની એક સર્જનોન્મુખ વૃત્તિ છે, ત માનવજીવનમાં એક પ્રેરક બળ તરીકે તે વ્યક્ત થાય છે. ત પછી કેળવણીનું એવું સ્વરૂપ યોજી કાઢો કે જે સર્જકતાન પાયા ઉપર રચાયું હોય, તથા જેનું ધ્યેય સર્જન હોય; એટ જે કામ-વાસનાને દુનિયાની કોઈ શક્તિ નથી કચરી શકતી

તે તમારા પક્ષમાં કામ કરતી શક્તિ બની જશે. સર્વાંગીણ દૃષ્ટિએ વિચારીએ તો માણસ એક સર્જક પ્રાણી છે. તો પછી સર્વાંગીણ રીતે સર્જક તરીકેની જ તેને તાલીમ આપો, એટલે તેનું સર્જન-ભૂખ્યું આંતરિક ખાલીપણું ભરાઈ જશે; અને એ રીતે તેનો ખરાબમાં ખરાબ દુશ્મન તેનો સારામાં સારો મિત્ર બની જશે.

આજે મોટા ભાગના વિદ્યાર્થીઓને જે કેળવણી મળે છે, તેમાં સર્જનને સ્થાન જ નથી; અથવા તો બહુ ઓછું સ્થાન છે. તેનો મોટો ભાગ જ્ઞાન–પ્રાપ્તિ આગળ જ અટકી જાય છે. (અને તેટલે સુધી પણ હંમેશ પહોંચવામાં આવે છે એમ નથી જ હોતું.) પરિણામે વિદ્યાર્થીઓના અંતરની સૌથી પ્રબળ વૃત્તિને — અર્થાત્ સર્જનની વૃત્તિને — શીખવાતા 'વિષયો'માં થોડું અથવા નહીં જેવું જ દ્વાર મળવાથી, તથા નર્યા અંતરાયો, ચેતવણીઓ અને ડાહી સલાહો જ મળવાથી, તે અંતે બધી મર્યાદાઓ તોડી નાખે છે, અને 'વિષયો' દ્વારા ન ભરાતું અંદરનું ખાલીપણું બીજી રીતે ભરવા દોડે છે. કેટલીય શાળાઓના જીવનને ઝેરીલું બનાવી મૂકનાર તથા શિક્ષકને ઉજાગરા કરાવનાર વિષયીપણાનો જે ગંદો પ્રવાહ વિદ્યાર્થીઓની અંદર નીચે નીચે વહ્યા કરે છે, તથા તેને કારણે જે પરિચિત ઘટનાઓ અવારનવાર બન્યા કરે છે, તે બધાનું મૂળ જુવાનિયાઓની સર્જક વૃત્તિને યોગ્ય માર્ગે વાળી આપવામાં નિષ્ફળ નીવડનાર આજની કેળવણીની પદ્ધતિમાં જ છે. મોટાં શહેરોના વેશ્યાવાડા તેની જ આગળની ભૂમિકારૂપ છે.

એટલે હું તો એવા નિર્ણય ઉપર આવું છું કે, 'કામવિકારના પ્રશ્નનું નિરાકરણ' કરવાનું જેટલે અંશે કેળવણીકારને માથે આવે છે, તેટલે અંશે તેનું કર્તવ્ય એ છે કે, કેળવણીનું ધ્યેય માત્ર જ્ઞાનપ્રાપ્તિ જ ન રાખતાં, તેને આગળ વધારીને નવસર્જનની કુશળતા સુધી લઈ જવું. સાદી ભાષામાં

એનો અર્થ એ છે કે, કળાને (અહીં કળાનો, 'અતિ કુશળતાપૂર્વક કરેલું કર્તવ્યકર્મ' એવો વિશાળ અર્થ લેવાનો છે) શિક્ષણમાં વધારે અગત્યનું ને વધારે કેન્દ્રવર્તી સ્થાન મળવું જોઈએ. તેનો અર્થ એ થયો કે, સૌંદર્યભાવનાને જાગ્રત કરવા ઉપર તથા ખીલવવા ઉપર વધારે ભાર મુકાવો જોઈએ. આપણે ગુમાવેલા વારસાઓમાં તે સૌથી મોટો વારસો છે. અધમાચરણની મરકીથી બચવાનું એ સર્વોત્તમ ઔષધ છે, તથા મનુષ્યને સર્વાંગીણ રીતે આકર્ષનારા તથા પ્રેરનારા વિધાયક હેતુઓમાં સૌથી વધુ પ્રાણપ્રેરક તથા ઉન્નતિકારક છે.

પરંતુ આપણે વધારે પડતાં પરિણામોની આશા રાખવાની નથી. આપણે ગમે તે કરીએ પરંતુ કામાચરણ માટે કોઈ નિશ્ચિત બીબું નહીં ઠરાવી શકીએ, તથા બધી રીતે તેને વિનિપાત, સ્વેચ્છા કે સર્વનાશની આફતમાંથી સુરક્ષિત નહીં બનાવી શકીએ. આપણે કુદરતની અસાધ્ય શક્તિ સાથે કામ લેવાનું છે; અને આપણું કામ જે જગાએ તે જુવાનો ઉપર (અને માત્ર યુવાનો ઉપર જ નહીં) પોતાનો કારમો હુમલો કરે છે, તે જગાએ તેને છક્કડ ખવરાવવાનું છે. યુવાનોના કામવિકારની બાબતમાં મુશ્કેલીઓ બહુ મોટી હોય છે. પરંતુ જે શક્તિ તેમના ઉપર હુમલો કરે છે, તે પોતે દુષ્ટ નથી, પરંતુ છૂપી રીતે મિત્ર જ છે. જ્યાં સુધી નિર્માલ્ય સલાહો વડે તેનો સામનો કરવામાં આવે છે, ત્યાં સુધી તે જરૂર દુશ્મનરૂપ તથા વિઘાતક રહે છે; પરંતુ જ્યારે તેનો સામનો ઉચ્ચ પ્રકારની વીરતા તથા વિકસેલી પ્રજ્ઞાથી કરવામાં આવે છે, ત્યારે તે વિરોધી સૈન્યની પેઠે આપણા પક્ષમાં ભળી જાય છે. કેળવણીએ એ જ ધ્યેય રાખવાનું છે. આપણે લડાઈનું પરિણામ નિશ્ચિત ન કરી શકીએ; પરંતુ આપણે યુવાન સૈનિકને સ્વચ્છ વાતાવરણમાં ઉચ્ચ ભૂમિ ઉપરથી મજબૂત હાથો વડે લડવાની

તાલીમ આપી શકીએ. આપણે તેથી વધુ કાંઈ ન કરી શકીએ, પરંતુ એટલું કરીએ તો ઘણું કર્યું કહેવાય.

મેં આ પ્રશ્નની વિચારણા શિક્ષકને લક્ષમાં રાખીને કરી છે. માબાપની ફરજની દૃષ્ટિએ તેનો વિચાર કરવો એ આ લેખની મર્યાદાની બહાર છે. માબાપની દૃષ્ટિએ વિચારતાં મેં ઉપર કહેલામાંથી ઘણી વાતોને કાંઈક મર્યાદિત કરવી પડે. કામવિજ્ઞાનનું શિક્ષણ આપવું હોય, તો માતા કે પિતા જ સારામાં સારાં શિક્ષક છે, અથવા હોવાં જોઈએ, એ નિર્વિવાદ છે. પરંતુ ત્યાં ગૃહજીવનના સામાન્ય વાતાવરણ ઉપર બધો આધાર છે. ગૃહજીવન જો નિષ્પ્રાણ કે વિષમય હોય, તો કામવિજ્ઞાનનું શિક્ષણ બહારની પેઠે ઘરમાં પણ જોખમકારક નીવડે.

૮

# કેળવણીમાં લોકશાહી

જેનું મગજ ચસકી નથી ગયું, એવો કોઈ માણસ એવું નહીં સૂચવે કે, બાળકોને કેવી કેળવણી આપવી તે વસ્તુ બાળકોની જ બહુમતીથી નક્કી કરવામાં આવે. અને આમ-જન-સમુદાય પણ જો પોતે અશિક્ષિત અને અજ્ઞાન હોય, તો મા-બાપના મતથી તે વસ્તુ નક્કી કરવામાં પણ ભાગ્યે જ વધારે સારું પરિણામ આવે. ૬૦ વર્ષ પહેલાં આ દેશમાં ( ઇંગ્લંડમાં ) જ્યારે કેળવણી ફરજિયાત કરવામાં આવી, ત્યારે આવી જ સ્થિતિ પ્રવર્તતી હતી. તે સમયે જનસમુદાય કેળવણી માટે ગમે તેટલો ભૂખ્યો હશે તોપણ પોતાને કઈ કેળવણી જોઈએ છે તે નક્કી કરવા માટે પૂરતો કેળવાયેલો ન હતો. એ અગત્યની વસ્તુ તો તેમની ઉપરવટ — તેમના કરતાં એ બાબતમાં વધુ ડાહ્યા ગણાતા તથા તે વખતે કેળવણીનું જે કાંઈ તંત્ર હતું તેના ઉપર કાબૂવાળા લોકોએ જ નક્કી કરી હતી.

ત્યાર પછી તો કેટલાય મોટા ફેરફારો તે બાબતમાં કરવામાં આવ્યા છે; અને તે બધાનો હેતુ કેળવણીને અત્યારનો આમ-જનસમુદાય જે જીવન જીવે છે તેની પ્રત્યક્ષ જરૂરિયાતોને અનુકૂળ બનાવવાનો છે. એ માર્ગે ઘણી પ્રગતિ થઈ છે, અને ભવિષ્યમાં ઘણી થવાની છે. પરંતુ મને દેખાય છે ત્યાં સુધી, એ બધામાંથી કોઈ પણ ફેરફારો લોકોની ઇચ્છામાંથી ભાગ્યે જન્મ્યા હોય. એ બધા ફેરફારો તો કેળવણી-સુધારકોના એક નાના વર્ગે જ કરેલા-કરાવેલા છે, અને લોકોની ઉપરવટ જ કરવામાં આવેલા છે. લોકોએ કેળવણી તો માગ્યાં જ કરી છે;

ઉપરાંત, ઉચ્ચમાં ઉચ્ચ કેળવણી પણ સમાજના બધા જ વર્ગોને મળી શકે એવી માગણી પણ તેઓએ કરેલી છે; પરંતુ 'કેળવણી શું, છે,' 'શું શીખવવું જોઈએ' અને 'કેવી રીતે શીખવવું જોઈએ' વગેરે બાબતોની વિચારણા કરવાની હોય છે, ત્યારે જનસમુદાયે હજુ પોતાનો અવાજ અસરકારક બનાવ્યો નથી, અને તે બાબતના તજ્જ્ઞો જે યોગ્ય માને તેને સ્વીકારીને સંતોષ માન્યો છે. સારે નસીબે એ તજ્જ્ઞો લોકોના વિશ્વાસને પાત્ર જ નીવડ્યા છે. તેમણે કેટલાંય પ્રત્યાઘાતી બળોના સખત વિરોધોના ઝનૂની સામના વચ્ચે થઈને પોતે ધારેલા સુધારા અમલમાં મુકાવ્યા છે. તેઓ ન હોત તો અત્યારે આપણી કેળવણીની કેવીય દુર્દશા હોત. તેઓએ તેથી પણ વધુ કર્યું છે. તેમણે જે કાંઈ કર્યું છે તેને પરિણામે જ અત્યારે લોકો આપણે જેને કેળવણી કહીએ છીએ તેની અગત્ય વિષે જાગ્રત થતા જાય છે, અને પ્લેટોએ ઘણા જૂના વખતમાં કહેલી વાતનું રહસ્ય સમજતા જાય છે કે, જેઓ લોકોની કેળવણીના વિધાતા છે, તેઓ લોકોના ભાગ્ય-વિધાતાઓ પણ છે.

થોડી વાર પૂરતા આપણે માની લઈએ કે, જનસમુદાય સામાન્ય શબ્દોમાં કેળવણીની માગણી કરવામાં સક્રિય બન્યો છે એટલું જ નહીં, પણ કઈ જાતની કેળવણી પોતાને જોઈએ છે તે વસ્તુ નક્કી કરી આપવામાં પણ સક્રિય બન્યો છે. તેની આ નવી માગણી શું સ્વરૂપ લે તેને વિષે આપણે કાંઈ અંદાજ બાંધી શકીએ ?

ઘણા લોકો એમ ધારે છે કે, તેની અસર આખી પદ્ધતિને ધંધેદારી તાલીમને નામે ઓળખાતી વસ્તુ, અર્થાત્ જે વેપારધંધાઓ વડે જુવાનોને પોતાનો જીવનનિર્વાહ કરવાનો છે, તેની તાલીમ તરફ વાળી જાય. અમેરિકામાં એમ જ થવા લાગ્યું છે,અને તેનાં સારાં જ પરિણામ આવ્યાં છે એમ ન કહેવાય.

આપણા કેટલાક સર્વોત્તમ કેળવણીકારો તેનો એ કારણે સબળ વિરોધ કરે છે—અને એ કારણ સરવાળે સાચું છે—કે, કેળવણીએ તો મનુષ્યની સર્વાંગીણ ખિલવણી સિદ્ધ કરવાનું લક્ષ રાખવું જોઈએ, નહીં કે અમુક ધંધામાં એકાંગી કુશળતા આપવાનું. તે બાબતમાં મારે એક બે મુદ્દાઓ તરફ લક્ષ ખેંચવાનું છે.

પ્રથમ તો, એક અર્થમાં બધી કેળવણીએ ધંધેદારી જ જ હોવું જોઈએ. તેણે સ્ત્રી–પુરુષોને માનવજીવનરૂપી મહાન ધંધા માટે તાલીમ આપવી જોઈએ. દરેક સારા નાગરિકનો એ જ મહાન ધંધો હોવો જોઈએ. જે કેળવણી એ તાલીમ ન આપે, તે નિષ્ફળ નીવડી છે એમ કહેવાય.

બીજું, આપણે યાદ રાખવું જોઈએ—અને એ વાત હંમેશ ભૂલવામાં આવે છે—કે, અત્યારની પદ્ધતિમાં જે તત્ત્વોને સર્વાંગી સંસ્કારિતા તરફ લક્ષ રાખનારાં ગણવામાં આવે છે, તે બધાં શરૂઆતમાં ધંધેદારી જ હતાં. એ કેળવણી પાદરી કે વકીલના 'ભણેલા ધંધાઓ' માટે, તથા જેઓ પાર્લામેંટના સભ્ય થવાના હતા, અથવા રાજદ્વારી ભાષણિયાઓ થવાના હતા, તેમને માટે યોજવામાં આવી હતી; એટલે એ મહાન પ્રાચીન પરંપરાના તરફદારોએ, બીજા જેઓ એ પરંપરાને યોગ્ય રીતે સત્કારવા છતાં કાંઈ વધુ વ્યાપક વસ્તુ માટે માગણી કરે છે, તેમના ઉપર ધંધેદારી કેળવણીનો આક્ષેપ કરતાં સો વાર વિચાર કરવો જોઈએ. કારણ કે, એ આક્ષેપ તેમની પોતાની સામે પણ સહેલાઈથી કરી શકાય તેમ છે.

ધંધેદારી કેળવણી સારી વસ્તુ છે કે ખરાબ, તેનો આધાર તમે જે ધંધાની તાલીમ આપો છો તેના ઉપર આધાર રાખે છે. જો ધંધાઓ પોતે જ હીન હશે, તેમ જ તેમના હેતુઓ નીચ તથા તેમનું પ્રયોજન ક્ષુદ્ર હશે, તો જે કેળવણી એ ધંધાઓની તાલીમ આપતી હશે, તે પણ તેટલા જ પ્રમાણમાં

સ્વાભાવિક રીતે જ હીન તથા ક્ષુદ્ર બનશે. પણ નાગરિકોના મોટા સમુદાયને પોતાના ધંધાઓ વિષે સામાન્ય હિતના કાર્યકર્તાઓ તરીકે પૂરતો ઉચ્ચ ખ્યાલ હશે, તો તમે જેટલા વધુ પ્રમાણમાં તેમને તે કામ માટે સીધી કેળવણી આપશો, તેટલા પ્રમાણમાં માનવપ્રાણીઓ તરીકે તેમની સર્વાંગીણ કેળવણી તમે પૂરી પાડતા હશો. ધંધેદારી કેળવણી વિષેની દલીલ એ મૂળભૂત બાબત ઉપર આધાર રાખે છે.

હું માનું છું કે, નાગરિકના ધંધા વિષે ઉચ્ચ કલ્પના તરફ, તથા તેને તે માટે લાયક બનાવી શકે તેવી કેળવણી તરફ જ સૌ પ્રગતિ થઈ રહી છે. પરંતુ શું બનવાનું છે એ બાબત ભવિષ્ય ભાખવાનો પ્રયત્ન કરવા કરતાં, આપણે શું ઇચ્છીએ છીએ અને શાની આશા રાખીએ છીએ, એ વિષે બોલવું જ વધુ યોગ્ય થશે.

કેળવણીકારોના ત્રણ પક્ષો પાડી શકાય; અને ત્રણેને રાજકીય ક્ષેત્રમાં પ્રવર્તતા ત્રણ મહાન પક્ષો — સ્થિતિચુસ્ત, વિનીત, અને મજૂર — એ ત્રણ નામથી જ ઓળખાવી શકાય. પરંતુ તે નામો તેમને કેળવણીના અર્થમાં જ લાગુ પાડવાનાં છે, અને તેમાં તેમનો મૂળ રાજકીય અર્થ જરા પણ સમજવાનો નથી, એ યાદ રાખવાનું છે. હું શું કહેવા માગું છું તે સમજાવવાનો પ્રયત્ન કરું.

કેળવણીમાં સ્થિતિચુસ્ત તેને કહેવાય કે જે જૂની પરંપરાને વળગી રહેવા માગે છે; અર્થાત્ મેથ્યુ આર્નોલ્ડે આપેલી વ્યાખ્યા મુજબ તે એમ માને છે કે, "જે કાંઈ સર્વોત્તમ વિચારાયું છે અથવા કહેવાયું છે, તેને જાણવું" તેનું નામ જ સંસ્કારિતા છે. ઉપરાંતમાં તે માને છે કે, એ બધું સર્વોત્તમ વિચારાયેલું કે કહેવાયેલું ગ્રીક અને લેટીન સાહિત્ય ગ્રંથોમાંથી તથા તેમનામાંથી નીપજેલાં સાહિત્ય અને ફિલસૂફીમાંથી જ મળી શકે તેમ છે. આ જાતની સ્થિતિચુસ્તતા આપણી ઑક્સફર્ડ જેવી જૂની વિદ્યાપીઠોમાં મળે છે.

કેળવણીમાં વિનીત તેને કહેવાય કે જે વિજ્ઞાનને પ્રથમ સ્થાન આપે છે, અને પ્રાચીન ગ્રીક લૅટીન સાહિત્યને બીજું પદ આપે છે. આ જાતની વિનીતતા આપણને ઑક્સફર્ડ કરતાં કેમ્બ્રિજમાં તથા બીજી પ્રાંતિક વિદ્યાપીઠોમાં જોવા મળે છે.

કેળવણીમાં મજૂર-પક્ષવાળાની વ્યાખ્યા આપવી એટલી સહેલી નથી. અગત્યની વાત તો એ છે કે, તેને રાજકીય ક્ષેત્રમાં તેના નામધારી સાથે ભેળસેળ કરી દેવો ન જોઈએ; કારણ કે, એ બે હંમેશ એક હોતા નથી. હું તેનું વર્ણન નીચે પ્રમાણે આપું છું, અને આશા રાખું છું કે, તેથી તમને ગેરસમજ નહીં થાય. આ વિશ્વમાં માણસને બે મુખ્ય ધંધા છે: એક તો પોતાના આત્માને ઉદ્ધારવાનો ધંધો, અને બીજો પોતાની રોજિંદી રોટી કમાવાનો ધંધો — જેને આપણે સામાન્ય રીતે પોતાની આજીવિકા કમાવી એમ કહીએ છીએ. હવે કેળવણીમાં મજૂરપક્ષવાળો તે છે કે જે આ બે ધંધાઓ વચ્ચે અભેદ સંબંધ સ્થાપિત થયેલો જોવા ઇચ્છે છે. કેળવણીની એવી પદ્ધતિ તે માગે છે કે જેમાં મનુષ્યોનાં શરીરના નિર્વાહ માટેની મજૂરી અને તેમના આધ્યાત્મિક વિકાસ માટેની મજૂરી એક બને, અને એ એકતા મારફત મનુષ્યની શરીર તથા મનની — સર્વાંગીણ કેળવણી — સિદ્ધ કરે.

તેના અભિપ્રાયોને અત્યારે તો વાયડા ગણી કાઢવામાં આવે છે. ઘણા લોકો તેને ચસકેલ ગણે છે. બીજાઓ તેને અવ્યવહારુ સ્વપ્નદ્રષ્ટા ગણી કાઢે છે. કેટલાક તો તેને ગાંડો ગણી કાઢવા સુધી જાય છે. પણ તે સંકુચિત મનનો હોતો નથી. તે જૂની ગ્રીક લૅટીન સાહિત્યનો અભ્યાસ ઇચ્છતી પરંપરાને તુચ્છકારતો નથી. તેને વિનીતોના વિજ્ઞાન માટે પણ આદરભાવ છે. પરંતુ તે માને છે કે, જ્યાં સુધી સમાજના કામકાજ અને સમાજની સંસ્કૃતિ વચ્ચે — જે મજૂરી વડે લોકો આજીવિકા કમાય છે, અને જેના વડે તેઓ પોતાના આત્માની

ઉન્નતિ કરે છે તે એ વચ્ચે — વધુ ગાઢ સંબંધ સ્થપાશે નહીં, ત્યાં સુધી સાહિત્ય કે કળા જેવાં જોઈએ તેવાં ધમકવાનાં નથી. "રોટી કમાવા વચ્ચે અને આત્માના ઉદ્ધાર વચ્ચે અભેદ" એ કેળવણીના મજૂરપક્ષનો મુદ્રાલેખ કરી શકાય. અને હવે મારે કબૂલ કરી દેવું જોઈએ કે, કેળવણીની બાબતમાં હું એ જાતનો મજૂરપક્ષવાળો છું.

અમે એ પક્ષવાળા ઉપરાંત માનીએ છીએ કે, મનુષ્ય-સ્વભાવમાં જ એવું કાંઈક છે કે જે આ બધાને પૂરતો સાથ આપે. જેનામાં ખાસ કાંઈ માનસિક ખોડ નથી તેવા દરેક પ્રાણીમાં એવી ગૂઢ શક્તિ હોય છે કે જે એક વાર જાગ્રત થઈ કે પછી અતિ આશ્ચર્યજનક પરિણામો લાવી શકે. હું એ વસ્તુને 'उत्तमतानी झंखना' કહું છું; તથા બાળક કે મોટેરાં એમ બધાં માનવ પ્રાણીઓમાં ઉત્તમતાની આ ઝંખનાને જાગ્રત કરવી તથા પોષવી એને હું બાળમંદિરથી વિદ્યાપીઠ સુધીની બધી ભૂમિકાઓએ કેળવણીનું મુખ્ય ધ્યેય ગણું છું. કેળવણીની આદર્શ પદ્ધતિ વિષેનો મારો ખ્યાલ આ પાયા ઉપર જ રચાયેલો છે. તે પદ્ધતિએ બીજી અનેક વાતો કરવા ઉપરાંત આ વસ્તુ સૌથી પ્રથમ અને મુખ્યત્વે કરવી જોઈએ; તેણે સમાજના બધા વર્ગોમાં ઉત્તમતાની ઝંખના જાગ્રત કરવી જોઈએ, અને તેને કામકાજના તેમ જ ફુરસદના દરેક ખાતામાં પોતાનું કામ કરવા માટે ઘોડાપૂરની જેમ છૂટી મૂકવી જોઈએ. એક વાર સમાજમાં ઉત્તમતાની આ ઝંખના કામે લાગી ગઈ. એટલે બાકી બધું હું નિરાંતે દૈવને ખોળે સોંપી દઈશ.

૯

# જીવનનિર્વાહ અને જીવનવિકાસ

આજનાં સ્ત્રીપુરુષો જેવાં છે તેવાં તેમને બનાવનાર સારી યા નરસી અનેક અસરોમાં, તેઓ જે અનેક ધંધાઓ વડે પોતાનો જીવનનિર્વાહ કરે છે, તેમની અસર મુખ્ય છે, એ નિર્વિવાદ છે. આ વસ્તુ છૂટાં છૂટાં સ્ત્રીપુરુષો માટે જ સાચી છે એમ નથી, પરંતુ આખી પ્રજાઓ, સમાજો, સંસ્કૃતિઓ અને ઐતિહાસિક યુગો માટે પણ સાચી છે. અર્વાચીન સંસ્કૃતિની ઉત્તમતા અથવા કનિષ્ટતા પણ, જે જાતના ઉદ્યોગથી તે પોતાનો જીવનનિર્વાહ કરે છે, તેના વડે જ મુખ્યત્વે નિશ્ચિત થાય છે.

અલબત્ત, એ ઉદ્યોગનાં વિશિષ્ટ રૂપો અનેક હોવાનાં; તેમાં કોલસા ખોદનારથી માંડીને કળાકાર સુધીના, કસાઈથી માંડીને વડા પ્રધાન સુધીના, તથા નરી પુનરાવૃત્તિ-ભરી છેક જ હલકી જડ મજૂરીથી માંડીને બારીકમાં બારીક, સુંદર તથા જવાબદારી-ભરેલી કારીગરી સુધીના પ્રકારોનો સમાવેશ થવાનો. તેમ છતાં દરેક સમાજ કે સંસ્કૃતિ જે વિવિધ ઉદ્યોગો વડે જીવનનિર્વાહ કરતાં હોય છે, તેમનું કાંઈ ને કાંઈ એક સામાન્ય સ્વરૂપ હોય છે. અને તેને જુદું નામ પણ મળે છે. આજનો આપણો જમાનો યંત્રોદ્યોગ વડે જીવનારો હોઈ તે 'યંત્રોદ્યોગી' જમાનો કહેવાય.

જેમ બકરાં કાપનાર કસાઈને સારો યા નરસો બનાવનાર કારણોમાં ગળાં રેંસ્યા કરવાનું તેનું કામ મુખ્ય કારણરૂપ છે, તે પ્રમાણે આપણા જમાનાની સારી યા નરસી વિશેષતાઓ

પણ, તે જે 'ઉદ્યોગ' વડે પોતાનો નિર્વાહ કરે છે અને જીવતો રહે છે, તેની વિશેષતાઓને જ આભારી હોવાની. જો તે ઉદ્યોગ યાંત્રિક અથવા નફાખોરિયો હોય, તો આપણા જમાનાના સમગ્ર જીવન ઉપર – અરે, તેની સંસ્કૃતિ અને તેની ધર્મભાવના ઉપર પણ – તેવી જ છાપ પડવાની. તેથી ઊલટું, જો તે ઉદ્યોગ ઉત્તમતાની ઉપાસનાના ધ્યેયથી પ્રેરાયેલો હોય, તો તેની અસર સર્વસાધારણ માનવજીવન અને માનવચારિત્ર ઉપર તેવી જ પડવાની.

અલબત્ત, માણસ ઉપર ધંધારોજગારની મુખ્ય અસર ઉપરાંત બીજી પણ અનેક અસરો કામ કરે છે જ, અને તેમાંની કેટલીક ખૂબ અગત્યની પણ છે. જેમ કે, આજીવિકા કમાઈ લીધા બાદ જે માર્ગે તે પોતાનો ફુરસદનો વખત ગાળે, તેની અસર પણ લક્ષમાં લેવા જેવી છે. કોઈ પણ સંસ્કૃતિની ઉત્તમતાની સાચી કસોટી, તે પોતાના ફુરસદના સમયનો જે ઉપયોગ કરે છે, તેના ઉપરથી થઈ શકે છે, એમ જે કહેવામાં આવ્યું છે તે સાચું છે. પરંતુ ફુરસદના સમયનો ઉપયોગ, મોટે ભાગે, આજીવિકા કમાવામાં ગાળેલા સમય વડે જ નિશ્ચિત થતો હોય છે. માણસ આજીવિકા કમાવા માટે જે કરે છે તેની અસર આજીવિકા કમાયા બાદ તે જે કંઈ કરે છે તેની ઉપર પણ થાય છે. કસાઈ અને કળાકાર પોતાની ફુરસદનો સમય એક જ રીતે નહીં ગાળી શકે. અને કસાઈ પાસે કળાકારની જ રીતે ફુરસદનો સમય ગળાવવાનો પ્રયત્ન વ્યર્થ છે. આખો દિવસ બકરાં કાપ્યા પછી, તે સૂર્યાસ્તની શોભા નિહાળવા કે કાવ્યરસ માણવા નહીં જ બેસી શકે; પરંતુ તેનું 'કાવ્યચિંતન' છાકટો બનવા દ્વારા કે તકરારમાં પાસેના પડોશીને છરી ખોસી દેવા દ્વારા જ થશે. આમ જીવનની ફુરસદ માણવાની રીત જીવનની આજીવિકા કમાવાની રીત સાથે સળંગ સંકળાયેલી હોવાથી જ એમ કહી શકાય છે કે, કોઈ પણ સંસ્કૃતિની

ઉત્તમતાની પરીક્ષા તે પોતાની ફુરસદનો સમય શી રીતે ગાળે છે, તે ઉપરથી થઈ શકે છે. ફુરસદના સમયમાં અમુક જમાનો ગમાર બનતો હોય, તો તે જમાનો જે ઉદ્યોગ વડે આજીવિકા કમાય છે તે ઉદ્યોગમાં જ તેને ગમાર બનાવે તેવું કે તેને મળતું કાંઈક અવશ્ય હોવું જોઈએ, એવું અનુમાન આપણે જરૂર તારવી શકીએ.

માનવચરિત્ર ઘડનારાં સારાં યા નરસાં કારણોમાં તેમના રોજના કામકાજરૂપી મુખ્ય કારણ ઉપરાંત બીજું કારણ કેળવણી છે. એ બહુ સબળ કારણ છે, એમાં શંકા નથી; પરંતુ આજીવિકારૂપી મુખ્ય કારણ તેનાથી વિપરીત અસર પાડતું હોય, ત્યારે કેળવણી પોતાની નવી કાંઈ જ અસર પાડી શકતી નથી. માણસ પોતાની આજીવિકા જે મજૂરી વડે કમાતો હોય, તે મજૂરી એવા પ્રકારની હોય કે જેથી તેની બુદ્ધિ જડ બની જાય તથા તેનું ચારિત્ર પતિત થઈ જાય, તો પછી કેળવણી ગમે તેટલું કરે તોપણ તેને જ્ઞાનવાન કે ચારિત્રવાન નહિ જ બનાવી શકે. એ જ વસ્તુ ધર્મ તથા 'સંસ્કૃતિ' માટે પણ સાચી છે. જ્ઞાન તેમ જ ચારિત્રની બાબતમાં (જોકે, તે બંને જુદી વસ્તુઓ નથી જ) સારાં પરિણામ નિપજાવવાં હોય, તો 'ઉદ્યોગ' અને કેળવણીએ સાથે મળીને કામ લેવું જોઈએ. જ્યારે જ્યારે તે બે વિરોધી દિશામાં કામ કરતાં હોય છે, ત્યારે ત્યારે ભૌતિક તેમ જ આધ્યાત્મિક સંસ્કૃતિનો (અલબત્ત, તે બંને પણ ભિન્ન નથી) બગડવા કાળ આવ્યો છે એમ જ જાણવું. ગમે તેવા ઊંચા ખ્યાલથી પ્રેરાયલી કેળવણી પણ લોકોનાં મન અને ચારિત્ર ઉપર તેમના ધંધારોજગારે પાડેલી અસર નાબૂદ કરવાનો પ્રયત્ન કરવા જશે, તો તે ખત્તા જ ખાશે; કારણ કે ધંધારોજગાર દ્વારા પડતી અસર તેના કરતાં વધુ વ્યાપક અને બળવાન હોય છે. બહુ બહુ તો લોકોને તે તેમના રોજના

કામકાજ માટે નાલાયક બનાવી મૂકશે અને બીજા કશા માટે લાયક કરવાનું તો તેનાથી બનશે નહિ. કેળવણીની આજની પદ્ધતિ સામે એ જ આક્ષેપ કરવામાં આવે છે, અને તે છેક જ અકારણ નથી.

તે જ પ્રમાણે, માણસમાં કાંઈક પરિપૂર્તિરૂપે, 'ફાયદાકારક કંઈક' નવી — વધારાની ચીજ તરીકે કેળવણી કશું ઉમેરવા જશે, તોપણ તે વધારે સફળ નીવડવાની નથી. કારણ કે, જે માણસ પોતાની આજીવિકા એવા ઉદ્યોગ વડે કમાય છે કે જે તેના મનુષ્યત્વને સંતોષી શકતો નથી, તેવા માણસની ઊણપ દૂર કરવા તમે વધારાનું જે કાંઈ બહારથી ઉમેરવા જશો, તેનાથી એ જ પરિણામ આવશે કે, તે પોતાના ધંધા તરફ ભેદભાવ રાખતો થઈ જશે, અને એ રીતે પોતાની 'આજીવિકા' કમાનાર તરીકેની તેની કુશળતા ઓછી થઈ જશે. અને તે તો સોનાનું ઈંડું મૂકનારી મરઘીને જ મારી નાખવા જેવું થયું; કારણ કે માણસની આજીવિકા કે વૃત્તિ એ તો ગમે તેમ તોય તેનું જીવન છે; અને તેનું જ તથ્ય જો મટી જાય, તો પછી કેળવણી પોતાની ક્રિયા જ શાના ઉપર કરે?

સમાજશાસ્ત્રીઓ માટે આ મુદ્દો અતિ અગત્યનો છે, જોકે તેનો ઉલ્લેખ ભાગ્યે જ ક્યાંય થતો દેખાય છે. माणस आजीविका द्वारा पोताना जे जीवननो निर्वाह साधे छे, ते जीवननी साची किंमत, तेणे ते आजीविका जे धंधा द्वारा प्राप्त करी होय छे, तेनी साची किंमत जेटली ज होय छे. જે ધંધો કે ઉદ્યોગ માણસના મનુષ્યત્વને દરિદ્ર, ઠીંગુજી કે ભૂખે મરતું કરી મૂકે, તે ધંધાઉદ્યોગ દ્વારા પોતાના મનુષ્યત્વને સંતોષી શકે તેવું જીવન ન જ જીવી શકાય. જે ધંધો-રોજગાર તે માણસને પોતાને પણ રસદાયક થઈ પડતો ન હોય, તેમ જ સામાજિક દૃષ્ટિએ તેના જાતિબંધુઓને પણ ઉપયોગી ન હોય, તેના દ્વારા તેણે પોષેલું 'જીવન' પણ તેવું જ અરસિક કે નિરુપયોગી

બનવાનું. કામકાજ પરવાર્યા પછી, તેની ફુરસદના વખતની મોજમજાઓ પણ તેના ઉદ્યોગ-ધંધામાં રહેલી અર્થહીનતા, ઉદ્દેશહીનતા, બુદ્ધિહીનતા અને જડતાની છાપવાળી જ હોવાની, તથા તેમનું સ્વરૂપ પણ તેટલું જ નિઃસત્ત્વ કરનારું હોવાનું. ઉપરાંત, તેના જીવનનો જ મોટો ભાગ તે ઉદ્યોગ દ્વારા આજીવિકા કમાવામાં ગાળેલાં અર્થહીન વર્ષો જેટલો અગાઉથી જ ખરચાઈ ગયો હશે, એ તો જુદું જ. તેથી ઊલટું, જે માણસ પોતાના કામકાજમાં આનંદ પ્રાપ્ત કરી શકે છે, તેને તે કામ કરવાની ક્રિયા દરમ્યાન જ સારી રીતે જીવવાનું આપોઆપ મળી જાય છે એટલું જ નહિ, પણ કામકાજ દરમ્યાન માણસાઈ દાખવ્યા બાદ, ફુરસદના વખતમાં તેને પશુ બનવાનું ગમે, એવો સંભવ પણ ઓછો છે. આમ, આપણા જીવનનો 'નિર્વાહ' કરવા આપણે કરેલું કામકાજ, અને તે દ્વારા નિર્વાહિત થયેલા 'જીવન' વચ્ચે ભેદ જ નથી. કારણ કે, આપણે 'कमाता' હોઈએ છીએ તે આખા સમય દરમ્યાન 'जीवता' પણ હોઈએ છીએ; એટલે જો આપણે સારી રીતે કે સુખે જીવવું હોય, તો આપણે આજીવિકા કમાવાના સમય દરમ્યાન સારી રીતે કે સુખે જીવવું જોઈએ. તેમ જ એ વાત પણ સાચી છે કે, આપણે જીવતા હોઈએ છીએ, તે આખા સમય દરમ્યાન કાંઈ ને કાંઈ કમાતા પણ હોઈએ છીએ; ભલે પછી તે કમાણી નવરા બેઠા નખોદ વાળવારૂપ કે ખત્તા ખાવારૂપ જ હોય. આજીવિકા કમાવી અને જીવન જીવવું એ બે જુદી જુદી વસ્તુઓ કે ક્રિયાઓ નથી. તેઓ તો એક જ સળંગ ક્રિયાને જુદી જુદી દૃષ્ટિએ જોવાથી મળેલાં બે નામો છે.

જેવું વ્યક્તિનું તેવું જ સમાજનું કે સંસ્કૃતિનું પણ જાણવું. 'રોટી' કમાવી એ સમાજનું કે સંસ્કૃતિનું પણ પ્રાથમિક તથા વ્યાપક 'કામ' છે. જે સંસ્કૃતિઓ પોતાની આજીવિકા કમાવાની ના પાડે છે, અથવા તેમ કરવાને અશક્તિમાન બની

જાય છે, તેમને માટે આ જગતમાં સ્થાન જ નથી; વિશ્વના અટલ નિયમો તેમનો તરત નાશ કરી નાખે છે. ઇતિહાસ-સાગરના કિનારાઓ આ વસ્તુ ભૂલેલી સંસ્કૃતિઓના અવશેષોથી પથરાયેલા છે. 'રોટી' કમાવી તે વસ્તુ જ સંસ્કૃતિની બીજી બધી પ્રવૃત્તિઓનો આવશ્યક પાયો અને આધાર છે. તેથી કરીને, એક વ્યક્તિ તરીકે આખી સંસ્કૃતિ જો કદી પણ પ્રાર્થના કરે, તો તેની પ્રથમ પ્રાર્થના હંમેશાં એ જ હોવાની કે, 'અમને અમારી રોજની રોટી આજે આપ.'

વાચક જો આ સ્થળે મને યાદ દેવરાવે કે, માણસને તેના શરીરની પેઠે તેના આત્મા માટે પણ ખોરાક જોઈએ, તો તેનો જવાબ મારી પાસે છે. तेना आध्यात्मिक आहारनी जात पण, जे रीते ते तेनी रोजनी 'रोटी' कमावानुं काम करे छे, तेना उपर ज आधार राखे छे. કોઈ સંસ્કૃતિની 'રોટી' કમાવાને લગતી પ્રવૃત્તિ જો તેના આધ્યાત્મિક પોષણમાં પણ કશો ફાળો નહીં આપતી હોય, તો ગમે તેટલી સમાજ-સુધારણાઓ, રાજકીય ફિલસૂફીઓ અને ધાર્મિક પુનરુત્થાનો હોવા છતાં, તેનો આત્મા ભૂખે જ મરી જવાનો; અને તેને જીવતો રાખવા જે ઔષધો, ઉત્તેજકો અને ઉદ્દીપનો યોજવામાં આવશે, તેમનાથી તેની આધ્યાત્મિક અવનતિની ક્રિયા જ વધુ વેગવંત બનવાની. 'રોટી' કમાવી અને આધ્યાત્મિક ઉન્નતિ કરવી એ બે સ્વતંત્ર જુદી ક્રિયાઓ નથી — ખાસ કરીને જ્યારે સંસ્કૃતિના આત્માની વાત થતી હોય ત્યારે. કોઈ પણ સંસ્કૃતિ જે માર્ગે પોતાની રોજની 'રોટી' મેળવે છે, તે માર્ગે જ પોતાનો આધ્યાત્મિક વિકાસ પણ સાધે છે. આજકાલ જોવામાં આવતી આત્માના ઉદ્ધાર માટેની હિલચાલો નજીવાં પરિણામો નિપજાવી શકે છે, તેનું મુખ્ય કારણ આ પ્રાથમિક સત્ય તરફ કરાતું દુર્લક્ષ જ છે.

આધ્યાત્મિક વિકાસ રોટી મેળવવાની ક્રિયા કરતાં જુદી વધારાની વસ્તુ છે એમ માનવાથી, તથા આધ્યાત્મિક અને ઐહિક વસ્તુઓ વચ્ચે કશો સંબંધ ન જોવાથી, અને પરિણામે વ્યવહારમાં તે બે વચ્ચે ઊભા થયેલા છૂટાછેડાથી આપણને પારાવાર નુકસાન થયું છે. રોજના વ્યવહારરૂપી મૂળમાંથી આધ્યાત્મિક વસ્તુને તોડી નાખો, એટલે તે નિષ્પ્રાણ જ થઈ જાય. બીજી બાજુ આધ્યાત્મિકતાનો વિચ્છેદ થવાથી રોજનો વ્યવહાર પણ વણસી જાય છે. થડ ઉપરની ડાળીઓ કાપી નાખો, તો જમીનની અંદરનાં મૂળ પણ ખવાવા લાગે છે, છાલ ઉપર ફૂગ વળવા માંડે છે, તથા ઊધઈ વગેરે વિનાશક જીવજંતુનો વાસ થવા લાગે છે. એ રીતે તમારી આત્મોદ્ધારની ક્રિયાને રોટી માટેની મજૂરીની ક્રિયાથી જુદી પાડી દેશો, તો એક છેડે ઉદ્ધાર પામતા આત્માઓની સંખ્યા ઓછી થઈ જશે અને તેમનો ઉદ્ધાર પણ નામની જ વસ્તુ બની જશે; તથા બીજે છેડે, મેળવેલી 'રોટી' પણ બેસ્વાદ, અપથ્ય, ભેળસેળવાળી અને કદાચ પ્રાણઘાતક બની જશે. તેની પેદાશ કદાચ ખૂબ વધી ગઈ હશે; પરંતુ તેની જાત ઊતરી ગઈ હશે, તથા તેનો ઉપયોગ પણ તમા વિનાનો તથા મૂર્ખાઈભરી રીતે થતો હશે. તે વધુ ને વધુ પ્રમાણમાં સ્વાદ માટેની મીઠાઈઓ, અને જીભને સળવળાટ કરાવે તેવી મસાલેદાર વાનીઓનું રૂપ ધારણ કરતી જશે. અર્થાત્, જેઓની જીભ બગડી ગઈ છે, જેમની પાચનશક્તિ મંદ પડી ગઈ છે, અને તેથી જેઓ પોતાનો રોજનો આહાર મસાલાઓ ચડાવ્યા વિના કે ખાંડ ભેળવ્યા વિના ખાઈ શકતા નથી, તેઓના સ્વાદની વસ્તુ બનતી જશે. હું અહીં માત્ર ખાવાની 'મીઠાઈ'ની વાત નથી કરતો, એ વિચક્ષણ વાચકને કહેવાની જરૂર નહિ હોય. આજે આપણો આખો ઔદ્યોગિક સુધારો ધીમે ધીમે જીવનની આવશ્યકતાઓથી ભિન્ન એવી આ 'મીઠાઈઓ'ને જ

મોટા પ્રમાણમાં તૈયાર કરવા માટેની પ્રવૃત્તિરૂપ બનતો જાય, એવો ભય ઊભો થયો છે. આજે એ 'મીઠાઈઓ' જ આપણો ઇષ્ટદેવ બની બેઠી છે. કોઈ પણ મોટા શહેરના બજારના રસ્તા ઉપર જરા ફરવા નીકળો; દુકાનોની બારીઓમાં જે વસ્તુઓ વેચવા માટે શણગારીને ગોઠવેલી હોય છે તે તરફ નજર કરો; અથવા તો શેરબજારમાં વિવિધ ઉદ્યોગોના શેરોના ભાવો ઉપર નજર કરો તથા જીવનની જરૂરિયાતો પેદા કરનાર ઉદ્યોગોના શેરોના ભાવોને જીવનના શોખની વસ્તુઓ તૈયાર કરનાર ઉદ્યોગોના શેરોના ભાવ સાથે સરખાવો. તો તમને તરત જણાશે કે, ઘઉંનો બજાર 'નરમ' છે, પણ સિગારેટનો 'તેજ' છે; રૂનો બજાર 'નીચો' છે, પણ બનાવટી રેશમનો 'તેજ' છે; કોલસા, લોઢું, અને પોલાદનો બજાર નરમ છે, પણ સિનેમા, ગ્રામોફોન, અને પેટંટ દવાઓનો બજાર 'તેજ' છે. મેં એમ પણ સાંભળ્યું છે કે સંતતિનિરોધક સાધનોનો બજાર પણ ગરમાગરમ રહે છે. એક બાજુ એ ઉદ્યોગ ધીકતો ચાલે છે, તથા તેને સરકારી મદદની જરૂર પણ નથી; જ્યારે બીજી બાજુ ઘણાય ખેડૂતો પોતાના શાહુકારોને વ્યાજ પણ ભરી શકતા નથી, અને સરકાર પાસેથી મદદની આશા રાખે છે. એ સંતતિનિરોધક સાધનોનો ધંધો પણ આ જમાનાના લક્ષણરૂપે છે, તથા આપણી ભવિષ્યની પ્રજા — જો તે ઉદ્યોગ તેને થોડીઘણી પણ જીવતી રહેવા દેશે તો — તે વિષે શું ધારશે, એ જાણવાનું કતૂહલ રોકી શકાતું નથી.

આ બધા વિચારોથી આપણને પેલું ગંભીર પણ સહેલાઈથી ભુલાઈ જતું સત્ય ફરી યાદ આવે છે કે, જગતની દરેક વસ્તુ એકબીજા સાથે ગાઢ સંકળાયેલી છે. દરેકમાં બીજાનું પ્રતિબિંબ પડે છે; તથા દરેક ઉપર બીજાની અસર થાય છે. એકની પુષ્ટિથી બીજાને પણ પુષ્ટિ મળે છે, અને એકની ક્ષીણતાની અસર બીજા ઉપર થાય છે. કોઈ પણ

જમાનો જીવનના ફુરસદના સમયમાં મૂર્ખ કે બેજવાબદાર બની જાય, તો તેના કામના સમયમાં પણ તે અચૂક તેટલી મૂર્ખતા કે બેજવાબદારી દાખવવાનો. ફુરસદના વખતમાં જો તે 'મીઠાઈઓ' જ ખાધા કરે, તો તેની મજૂરીનો મોટો ભાગ તે પેદા કરવામાં જ જવાનો. તે જ પ્રમાણે, કામકાજના દિવસોમાં તે જે માર્ગ કાપે છે તે જો ઊંડે અંધાર-ખીણમાં જ જતો હોય, તો રજાને દિવસે ઊલટું ચાલવા છતાં પ્રકાશમાં તે વધારે દૂર નહીં આવી શકે; અને વસ્તુતાએ કદાચ બીજા નામથી પેલા મૂળ અંધારા રસ્તા ઉપર જ તે ટહેલતો રહેશે.

તેથી ઊલટું, રોજની રોટી માટેની મજૂરી વખતે તે જેટલે અંશે ઉત્તમ કાર્ય કરતો હશે, કે ઉત્તમતાની સિદ્ધિમાં જેટલો સમય ગાળતો હશે, તેની અસર તેના સામાન્ય જીવન ઉપર પણ તેટલા પ્રમાણમાં થવાની, અને તેના આત્માનો — કહો કે સંસ્કૃતિના આત્માનો — ઉદ્ધાર પણ તેટલે અંશે સધાવાનો.

આ પ્રકારે જીવનની સળંગસૂત્રતાના સિદ્ધાંત ઉપર રચાયેલી કેળવણી જ આજના જમાનાની મોટામાં મોટી જરૂરિયાત છે. તેણે પોતાનું કામ માણસના જીવનનાં શરૂઆતનાં જ અમુક વર્ષો સુધી જ મર્યાદિત થતું જોવાને બદલે તેના આખા જીવન સુધી વ્યાપેલું જોવાનું છે. કારણ કે, માણસોના ધંધારોજગાર જો એવા હોય કે જેથી તેમની માનવતા ક્ષીણ થતી હોય કે વિપરીત બની જતી હોય, તો તે ધંધાઓ માટે તેમને કેળવીને તૈયાર કરતી શાળાઓ અને કૉલેજો વસ્તુતાએ સેતાનનું કામ જ કરે છે, એમ કહેવું જોઈએ. શાળાનું મકાન છોડ્યા બાદ માણસ જે ધંધારોજગાર વડે આજીવિકા ચલાવવાનો છે, તેમને પણ શિક્ષણતંત્રે પોતાના 'પછીના વર્ગો' રૂપ જ ગણવા જોઈએ. અર્થાત્ તેનું ધ્યેય સ્ત્રીપુરુષોને પોતપોતાના જુદા જુદા ધંધાઓ માટે તૈયાર

કરવાનું જ ન હોય; પરંતુ તેનો અંતિમ આદર્શ તો જગતના ઉદ્યોગોને પણ ધીરે ધીરે વિશ્વ-વિદ્યાલયના રૂપમાં ફેરવી નાખવાનો હોય. બીજા શબ્દોમાં કહીએ તો, તેનો આદર્શ ધીરે ધીરે એવી સ્થિતિ ઊભી કરવાનો હોય, કે જેમાં રોટી માટેની મજૂરી અને આત્મોદ્ધારની સાધના એ બે વસ્તુઓ આજની પેઠે જુદી જુદી તથા મોટે ભાગે વિરોધી રહેવાને બદલે એક જ ચાલુ ક્રિયારૂપ બની જાય.

આ કલ્પના પ્રમાણે કેળવણી અમુક વિભાગીય વસ્તુ મટી જાય છે; અર્થાત્ તે જીવનનાં શરૂઆતનાં અમુક વર્ષો પૂરતી જ નથી રહેતી, તેમ જ સમાજના અમુક ખાસ વર્ગ દ્વારા ચલાવતી વસ્તુ પણ નથી રહેતી. તે તો હવે નાગરિકના જન્મથી માંડીને તેના મરણ સુધી વ્યાપતી, તથા આખા સમાજ દ્વારા ઉપાડાતી એક ભારે સાધનારૂપ વસ્તુ બની જાય છે. સમાજની સઘળી ઉચ્ચ શક્તિઓ, દરેક શહેરના તમામ ખાસ માણસો, તથા દરેક નાગરિકનાં 'મત અને લાગવગ' હવે તેને કામે જ લાગવાં જોઈએ. કારણ કે, અહીં આપણે ધંધેદારી કેળવણીની વાત નથી કરતા, પણ એક એવા પ્રયત્નની વાત કરીએ છીએ, કે જેનો ઉદ્દેશ ધંધારોજગારને જ કેળવણીનું સાધન બનાવવાનો છે.

આ કલ્પના એકદમ જરા વિચિત્ર લાગે તેવી છે, તેમ જ તેને પાર પાડવામાં હિમાલય જેટલી મુશ્કેલીઓનો સામનો કરવાનો છે, એની ના નથી. પરંતુ આપણી આખી સંસ્કૃતિનું ભાવી, આપણે એ મુશ્કેલીઓનો સામનો કરવામાં જે હિંમત દાખવીએ અને તેમની પાર જોનારી નજર મેળવીએ, તેના ઉપર તોળાઈ રહ્યું છે, એ વસ્તુ પણ એટલી જ સાચી છે.

૧૦

# ફુરસદનો ઉપયોગ કરવાની કેળવણી

સામાન્ય કામદાર પોતાના કામકાજના સમય દરમ્યાન કાંઈ ને કાંઈ નવું ઉત્પન્ન કરતો હોવાથી, તેને મુખ્યત્વે 'ઉત્પાદક' કહી શકાય. અલબત્ત, પોતાનું કામ કરવામાં તે કોઈ ને કોઈ વસ્તુઓ ઉપયોગમાં લેતો હોવાથી, તેટલા પૂરતો તેને વસ્તુઓ વાપરી નાખનાર પણ કહેવો જોઈએ. કવિતાઓ બનાવનાર કવિ પણ શાહીને તો વાપરી નાખનારો જ કહેવાય. (અને બનાવવાની દૃષ્ટિએ તો શાહી બનાવવી એ જ બહુ ગોજું કામ છે!) તેમ છતાં કવિનું લક્ષણ આપણે તે જે કવિતાઓ રચે છે, તે ઉપરથી બાંધીએ છીએ; તે જે શાહી વાપરી નાખે છે, તેના ઉપરથી નહીં. બીજી બાજુ, શાહી બનાવનારનું લક્ષણ, તે જે શાહી બનાવે છે તે ઉપરથી બંધાય છે; એ શાહીથી જે કવિતાઓ કે બીજું કાંઈ લખાય છે તે ઉપરથી નહીં. કવિ તેમ જ શાહી બનાવનાર જ્યારે પોતાનું કામ કરતા હોય છે, ત્યારે સામાજિક દૃષ્ટિએ તેમની કિંમત, તેઓ જે કાંઈ ઉત્પન્ન કરે છે તે ઉપરથી, અને ખાસ કરીને તેમણે ઉત્પન્ન કરેલી વસ્તુની જાત ઉપરથી, અંકાય છે; પરંતુ ફુરસદ દરમ્યાન તેમની કિંમત શા ઉપરથી અંકાય છે?

ફુરસદના સમય દરમ્યાન પ્રવૃત્તિનું મુખ્ય બિન્દુ ઉત્પાદન ઉપરથી ખસીને ભોગ ઉપર આવી જાય છે. તે સમયે કામદાર — ભલે પછી તે શાહી બનાવનાર હોય કે કવિ હોય — મુખ્યત્વે ભોક્તા બની જાય છે; અર્થાત્ તેને મજા પડે તથા રમૂજ આપે તે બધી વસ્તુઓ, જેવી કે, બળતણ, મકાન, કપડાં

વગેરે, કે જેમની ઉત્પાદકને પણ જરૂર પડે છે — પરંતુ વધારામાં ચોપડીઓ, હોઠ રંગવાની રંગી, કપડાંના સૂટ, હીરા, તેમ જ બીજી કેટલીક વસ્તુઓનો તે ભોક્તા બની જાય છે. અલબત્ત, તે બધી વસ્તુઓ કોઈ ને કોઈ પ્રકારની માનવ-મજૂરીથી જ ઉત્પન્ન થતી હોય છે. કવિ શહેર બહાર ફરવા માટે જાય, અને એ રીતે બૂટનાં તળિયાં ઘસી નાખે. શાહી બનાવનારો મોટરમાં બેસી ફરવા નીકળે, અને એ રીતે મોટર-ગાડી તેમ જ પેટ્રોલ વાપરી નાખે. અથવા તે પેલા કવિઓની કવિતાઓ વાંચે, અને એ રીતે તેમનો ભોક્તા બને.

આમ, ઉપલક નજરે તો એમ લાગે કે, મજૂરીના સમય દરમ્યાન ઉત્પાદન અને ભોગનું જે પ્રમાણ હોય છે, તે ફુરસદના સમય દરમ્યાન ઊલટું થઈ જાય છે. પરંતુ એ સાદો સિદ્ધાંત સામાન્ય સમજણ પૂરતો ગમે તેટલો ઉપયોગી હોય, પણ તેનાથી વસ્તુસ્થિતિની બધી જટિલતાઓ સ્પર્શાઈ જતી નથી.

એમ પણ બને કે, કવિ પોતાના ફુરસદના સમય દરમ્યાન શાહી બનાવીને આનંદ માણે, અને હું તો એક એવા કવિને — જોકે તે બહુ પ્રસિદ્ધ નથી — ઓળખું છું પણ, કે જે તેમ જ કરે છે. અથવા તો તે પોતાના બાગમાં બટાટા ઉછેરીને પોતાની ફુરસદ માણે; અને એ રીતે, કવિઓ બટાટા ખાઈ શકે તે માટે બીજા માણસોને જે મજૂરી કરવી પડે છે, તેને તેટલે અંશે હળવી કરે. વળી એમ પણ બને કે, પેલો શાહી બનાવનારો પોતાની ફુરસદ મોટરની મુસાફરીમાં માણવાને બદલે કવિતાઓ રચીને જ માણે. એમ બનવું છેક જ અશક્ય નથી.

હું એમ નથી સૂચવવા માગતો કે, દરેક કવિએ પોતાની ફુરસદનો વખત શાહી બનાવવામાં ગાળવો જોઈએ (જોકે તેઓ તેથી પણ ખરાબ રીતે વખત ગાળી શકે છે); કે દરેક શાહી બનાવનારાએ તે વખત કવિતાઓ બનાવવામાં ગાળવો જોઈએ; પરંતુ આ બાબતોમાંથી ફુરસદનો આદર્શ ઉપયોગ

કેવો હોઈ શકે તે વિષે આપણે જરૂર સૂચન મેળવી શકીએ, એમ મને લાગે છે. ફુરસદનો સારામાં સારો ઉપયોગ કુશળતા દાખવવી પડે તેવી કોઈ પણ પ્રવૃત્તિ જ હોઈ શકે. કારણ કે, એ જાતની પ્રવૃત્તિ વખતે જે આનંદ અને ઉત્સાહ અનુભવાય છે, તે જીવનમાં બીજે કોઈ પ્રસંગે અનુભવાતાં નથી. કેળવણીની સાચી પદ્ધતિએ આપણને આપણી ફુરસદનો એ રીતે ઉપયોગ કરવાની તાલીમ આપવી જ જોઈએ. તેણે આપણી સર્જક શક્તિઓને વ્યક્ત કરવાનું અને વિવિધ માર્ગોએ થઈને તેમને સૌંદર્યને રસ્તે વાળવાનું લક્ષ રાખવું જ જોઈએ. આપણે જો એ રીતે કેળવાયા હોઈએ, તો આપણે આપણી ફુરસદનો બહુ ઓછો ભાગ ઇંદ્રિયસુખોનાં સ્થૂળ આકર્ષણોને વશ થવામાં ગાળીએ અને તેનો વધારે ભાગ આપણી સર્જક શક્તિઓ વિકસાવવામાં અને એ રીતે આપણું નિર્બંધ સ્વાતંત્ર્ય અને માનવપ્રાણીઓ તરીકેનો આપણો મૂળ સ્વભાવ દાખવવામાં ગાળીએ. એ રીતે કરવાથી આપણે આપણી ફુરસદ હજારો ગણી વધારે માણી શકીશું, એ તો જુદું જ.

ઉપરાંત એમ કરવાથી આપણે એકબીજાને ત્રાસરૂપ પણ ઓછા થઈશું. કારણ કે, માણસ જ્યારે પોતાની ફુરસદના સમયમાં ગાંડપણ કે મૂર્ખામી દાખવતો હોય છે, ત્યારે તે પોતાના અન્ય માનવબંધુઓને જેવો ત્રાસરૂપ થાય છે, તેવો બીજે કોઈ વખતે થતો નથી. મોટા ભાગના પ્રસંગોએ આપણને આપણા માનવબંધુઓને ચાહવા કરતાં ધિક્કારવાનું જ વધારે મન થાય છે. તેમાંય જ્યારે માણસ ગાંડપણ કે મૂર્ખામી દાખવતો હોય છે, ત્યારે તો તેને ધિક્કારતાં અટકવું એ લગભગ અશક્ય બની જાય છે. અને તે જ પ્રમાણે આપણે પણ તેમની આગળ એવો જ દેખાવ કરીએ, ત્યારે તેઓ પણ આપણને ધિક્કાર્યા વિના ભાગ્યે જ રહી શકે. ગરીબો તવંગર લોકોને ધિક્કારે છે, તેનું કારણ તે લોકોની સમૃદ્ધિ નથી; પરંતુ ગરીબો તેમને તેમની

ફુરસદના સમયમાં જે ગાંડાઈ કે મૂર્ખામી દાખવતા જુએ છે, તે છે. અને તવંગર લોકોની ગાંડાઈ કે મૂર્ખામી જે બાબતમાં સૌથી વધુ પ્રગટ થાય છે, તે બાજુ જ વધુ પ્રગટ કરનારાં તેમનાં સચિત્ર છાપાંઓ જોઈને તો તેમનો તે ધિક્કાર વધુ ને વધુ તીવ્ર બનતો જાય છે. ગરીબો કે તવંગરો એ બેમાંથી એક પણ વર્ગ 'સર્જનાત્મક રીતે ફુરસદ ગાળવાના' ધ્યેય તરફ એક પણ પગલું ભરે, તો તે પગલું બધા વર્ગો વચ્ચે સદ્ભાવ વધારવાની બાબતમાં પણ ઘણું ઉપયોગી નીવડે.

કામકાજના સમય દરમ્યાન જ કર્તવ્યબંધનોની જવાબદારીનો ખ્યાલ રાખવો અને મોજમજાના સમય દરમ્યાન તેને ઓછો કરી નાખવો અથવા ભૂલી જ જવો — એ જાતનું વલણ, વાચકે કદાચ પોતામાં નહિ તો બીજામાં અવશ્ય જોયું હશે. અર્થાત્ સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે, માણસ જ્યારે વસ્તુઓ ઉત્પન્ન કરતો હોય છે ત્યારે જ તેના ઉપર કર્તવ્યબંધનોની જવાબદારીનો ભાર ખાસ વધારે હોય છે; પરંતુ તે જ માણસ જ્યારે વસ્તુઓ ભોગવી નાખતો હોય છે ત્યારે તેના ઉપરથી તે ભાર ઓછો થઈ જાય છે. જોકે વસ્તુતાએ તો એક માણસ જ્યારે વસ્તુઓ વાપરે છે, ત્યારે તેમાં કોઈક ને કોઈક માણસે તે વસ્તુઓ ઉત્પન્ન કરી હોવાની વાત સમાઈ જ જાય છે; ખાસ કરીને આધુનિક જમાનામાં એ વસ્તુ વધારે સ્પષ્ટ દેખાય છે. સાદા નૈસર્ગિક જીવન તરફ પાછા ફરવા માટે આપવામાં આવતી પ્રબળ દલીલોમાંની એક એ છે કે, એ સ્થિતિમાં માણસ જે વસ્તુઓ વાપરી નાખે છે, તેમનું ઉત્પાદન પણ તેને જ કરવું પડતું હોવાથી, કર્તવ્યભાર વહેંચાઈ જવાને બદલે એક જ વ્યક્તિ ઉપર એકત્રિત થાય છે. સાદી નૈસર્ગિક જીવનપદ્ધતિમાં મજૂરી અને ફુરસદ વચ્ચેનો ભેદ દૂર થઈ જાય છે. 'સ્વીસ ફૅમિલી રૉબિન્સન' નામની નવલકથામાં વર્ણવેલા ચતુર કુટુંબનું જીવન

નરી મજૂરી કહી શકાય કે નરી ફુરસદ કહી શકાય, એ કહેવું મુશ્કેલ છે. એ માત્ર દષ્ટિબિંદુનો સવાલ છે. મારો પોતાનો અભિપ્રાય કહું તો, તે આનંદી ટાપુ ઉપર તે કામગરા કુટુંબ સાથે એકાદ બે મહિના ગાળી આવવા જેવી બીજી વધુ આનંદ-પૂર્ણ છૂટીની હું કલ્પના કરી શકતો નથી.

તે ગમે તેમ હો; પરંતુ એક વાતમાં શંકા નથી કે, જ્યાં કાંઈ કર્તવ્યભાર નથી એવી દુનિયામાં નાસી છૂટવાની વૃત્તિ આપણામાંના મોટા ભાગના લોકોના બંધારણમાં રહેલી છે. કદાચ માનવજાતના 'મૂળ પાપ'ની જ એ સાચી વ્યાખ્યા છે. સુપ્રસિદ્ધ નીતિશાસ્ત્રીઓમાં પણ આપણને તેના લિસોટા જોવા મળે છે. દાખલા તરીકે, મેથ્યુ આર્નોલ્ડ ચારિત્રને જીવનનો ત્રણચતુર્થાંશ ભાગ કહે છે, અને બાકીના એકચતુર્થાંશ ભાગને ચારિત્રના અમલમાંથી બાતલ રાખે છે. એ બાકીનો ચોથો ભાગ, કે જ્યાં કશું જ કર્તવ્યબંધન નથી, એ મને શોધ્યો જડતો નથી; જોકે નિર્બળતાની કેટલીક ક્ષણોએ મેં તેને શોધી કાઢવાની વારંવાર ઇચ્છા કરી છે. ફુરસદના વખતમાં પણ કર્તવ્યબંધનનો અંતરનાદ મારી પાછળ લાગુ જ રહે છે; અને તેની પાસેથી છટકવાની મારી કામનાને તે જરાય મચક આપતો નથી.

બધા દાર્શનિક સિદ્ધાંતો પણ એમ જ કરે છે. તે બધાને ઝીણવટથી તપાસીએ તો છેવટે તે અમુક રીતને બદલે અમુક રીતે જીવવાનો આદેશ જ કરતા હોય છે. તેમાંનો કોઈ સિદ્ધાંત આપણને કર્તવ્યબંધન વિનાની દુનિયામાં લઈ જવામાં સફળ નીવડતો નથી. જે વાદો સદંતર બંધનરહિતતાનો સિદ્ધાંત જ પ્રતિપાદિત કરતા હોય છે, તેઓ પણ બીજા વેશમાં આદેશરૂપ જ હોય છે. 'ખાઓ, પીઓ અને મજા કરો, કારણ કે કાલે તમે નાશ પામવાના છો' એ સિદ્ધાંતમાં રહેલા આદેશ-બંધન જેટલું ઉઘાડું આદેશ-બંધન બીજું કયું હોઈ શકે? ઉપરાંત તેના જેટલું જોખમકારી તેમ જ કઠોર પણ

બીજાું કર્યું હોય? તપસ્યાના કઠોરમાં કઠોર માર્ગોએ પોતાની અતિશયતાની છેલ્લામાં છેલ્લી હદે પણ એનાથી વધારે કઠોર આદેશ નહીં કર્યો હોય; કારણ કે એ આદેશ તો ડાડડીએ બંધાઈને મને પકવાન ખાવાનું કહે છે. ખાવાપીવા માટે હું જરૂર તૈયાર છું; તેમાંય ભૂખતરસ લાગી હોય ત્યારે તો ખાસ કરીને; પરંતુ જ્યારે પીરસેલી પતરાળી ઉપર મૃત્યુનો ઓળો છવાઈ રહ્યો હોય, ત્યારે? ત્યારે તો ભૂખ ક્યાંય મરી જાય; પકવાન ફીકું થઈ જાય, અને શરબત બેસ્વાદ થઈ જાય. જો એવા આદેશના અમલ હેઠળ મારે મારી ફુરસદ ગાળવાની હોય, તો તો એ ફુરસદ ધરી રહી!

ઉપરાંત, એ વસ્તુની બીજી એક બાજુ ઉપર પણ દુર્લક્ષ ન થવું જોઈએ. જ્યારે આપણે ચાર્વાકોના આદેશ અનુસાર ખાતાપીતા હોઈએ, ત્યારે આપણા પતરાળામાંની વસ્તુઓ તૈયાર કરનારાઓ અને આપણા પ્યાલામાંનું શરબત ઘૂંટી-ગાળીને તૈયાર કરનારાઓનો વિચાર પણ આપણે કરવો જોઈએ. કારણ કે, આપણો 'ભોગવિલાસનો સિદ્ધાંત', તે ભોગવિલાસનાં સાધનો તૈયાર કરનારા લોકોને વિચારમાંથી બાતલ જ રાખે, તો તે અધૂરો જ કહેવાય. એમ પણ બને કે, આપણે આપણી ફુરસદ માણવા જતાં તે લોકોની ફુરસદ ધૂળમાં મેળવતા હોઈએ. આ પ્રસંગે 'દરવાજા પાસેના' બેથલહેમના કૂવામાંથી ડેવિડ માટે પાણીનો ઘૂંટડો લઈ આવવા પોતાનો જાન જોખમમાં નાખીને ગયેલા ત્રણ વીર પુરુષોની વાત* યાદ આવે છે. તમને યાદ હશે કે, ખૂબ તરસ લાગી

*આ કથા જૂનો કરાર, ૨– સેમ્યુએલ ૨૩માં આવે છે. ફીલીસ્ટાઈનો સાથેના યુદ્ધ દરમ્યાન ડેવિડને બેથલહેમના કૂવાનું પાણી પીવાની મરજી થઈ. તે વખતે બેથલહેમમાં ફીલીસ્ટાઈનોનું લશ્કર હતું. ત્રણ વીરો પોતાના જાનને જોખમમાં નાખી તે પાણી લઈ આવ્યા.

હોવા છતાં ડેવિડે એ પાણી પીવાની ધ્રસીને ના પાડી, અને તેને ઇશ્વિરાર્પણ કરી દીધું. તેણે કહ્યું, 'પોતાનો જાન જોખમમાં નાખીને જનારા ત્રણ વીરોનું લોહી હું પીઉં ?' ફુરસદના સિદ્ધાંતને માટે એ કથા ભારે અર્થપૂર્ણ છે.

માણસાઈ દાખવવાની રમતના જે નિયમો છે — અને અંતે તો તે એક જ રમત રમવા જેવી છે — તે નિયમો મજૂરી તેમ જ ફુરસદ બંનેને લાગુ પડે છે. સારામાં સારું કામ અને સારામાં સારી રમત, એ બેને જુદાં પાડવાં મુશ્કેલ છે. માત્ર હીન કોટીએ પહોંચીને જ મજૂરી તેમ જ ફુરસદ એકબીજાથી જુદાં પડે છે, અને એકબીજાનાં વિરોધી બને છે. તેમની ઉચ્ચમાં ઉચ્ચ કક્ષાએ તો તેઓ એક જ વસ્તુનાં બે નામ જેવાં બની જાય છે. જે બિંદુએ તેઓ એક થવા લાગે છે, તે બિંદુ 'કળા' શબ્દથી સૂચિત થાય છે. અત્યારના મજૂર-પક્ષની સમાંતર જો બીજો ફુરસદ-પક્ષ* સ્થાપવામાં આવે — અને હું માનું છું કે તે બહુ ઇચ્છવા યોગ્ય છે — તો તે બંને પક્ષો થોડા જ વખતમાં જોઈ શકશે કે બંનેનું પ્રયોજન એક જ છે : અર્થાત્ સમાજના તમામ કામકાજને માણસાઈ દાખવવાના એકમાત્ર નિયમના અમલ હેઠળ સુંદર કળાની કોટીએ લઈ જવું; અને એ રીતે, મજૂરોનો પ્રશ્ન અને ફુરસદનો પ્રશ્ન — એ બંને પક્ષીને એક જ કાંકરે પાડી દેવાં.

*જેક્સે પોતાના બીજા પુસ્તકમાં ('સર્વોદયની જીવનકળા' પૃ. ૧૩૫) આ ફુરસદ-પક્ષ સ્થાપવાની ઇચ્છા રાખતા પોતાના એક મિત્ર-શિષ્યનો પત્ર ટાંક્યો છે, અને તેમાં તેની યોજના તથા રહસ્ય સમજાવ્યાં છે. 'યાંત્રિક મજૂરીના કલાકો ઓછા કરવાથી વધતી જતી લોકોની ફુરસદને' લોકોની કુશળતા વિકસાવવા માટેની તક રૂપ માની, તે દ્વારા 'યંત્રોદ્યોગી મનુષ્ય'ને 'અંગત રીતે આનંદપૂર્ણ અને સામાજિક દૃષ્ટિએ ઉપયોગી' જીવન જીવવાનું શીખવવાનો તેનો ઇરાદો છે.

જ્યાં 'બેકારી'ના નામથી ઓળખાતી ફુરસદને રાજ્યને પૈસે નભાવવામાં આવે છે, ત્યાંને માટે પણ આમાંથી એક અતિ ઉપયોગી સૂચના મળી રહે છે.

બેકાર સ્ત્રી-પુરુષોને છૂટે હાથે પૈસા આપીને તેમની ફુરસદનો સમય ગલીઓમાં રખડવામાં, ઝઘડા ઊભા કરવામાં કે સંતતિનિયમનની રીત શીખવામાં વેડફી દેવા માટે તેમને છૂટાં મૂકી દેવાને બદલે, તેમની ફુરસદનો કાંઈક ભાગ કાંઈ પણ કુશળતા મેળવવામાં કે જગતનાં સ્ત્રી કે પુરુષ તરીકે તેમનો ભાગ ભજવવા માટે કાંઈ પણ લાયકાત મેળવવામાં ગાળવાનું ફરજિયાત કરવામાં આવે, તો કેવું સારું! જેમ કે, તેમને કાંઈ નહીં તો શરીરસ્વાસ્થ્યનાં અને શરીરવિકાસનાં જ મૂળતત્ત્વો શીખવવામાં આવે; તેમને તેમનાં હાથ, આંખો, કંઠ અને તેમનાં સંપૂર્ણ શરીર વાપરતાં શીખવવામાં આવે; તેમને શ્વાસ લેતાં, ચાલતાં, ઊભા રહેતાં, ટટાર રહેતાં, શરીરનો ભાર જે કેન્દ્રોએ ઝીલવાનું કુદરતે નક્કી કર્યું છે, તે કેન્દ્રો ઉપર જ તે ભાર નાખવાનું શીખવવામાં આવે; વળી તેમાંનો કોઈનો હાથ કોઈ કારીગરી માટે વળેલો જણાય, કે કોઈનો કંઠ સંગીત માટે યોગ્ય જણાય, કે કોઈની આંખ આકૃતિ ઝીલવા માટે તૈયાર જણાય, તો તેમને તેની કેળવણીની તક પણ આપવામાં આવે. અત્યારની પેઠે તેમને પૈસા આપીને તેમને હરાયાં ઢોરની માફક પોતાની ફુરસદના પ્રશ્નનું, પોતાના કામવિકારના પ્રશ્નનું, અને બીજા પણ કેટલાય પ્રશ્નોનું તેમને આવડે તે રીતે નિરાકરણ મેળવવા માટે છૂટા મૂકી દેવા કરતાં એ હજાર ગણું સારું નથી?

ફુરસદ અને મજૂરી ઉપર એકબીજાની પડતી સીધી અસરો અને તે બેને એકબીજાથી સદંતર જુદાં પાડવા માટે વિભાજક લીટી દોરવાની મુશ્કેલીના દૃષ્ટાંતરૂપે નીચેનો પ્રસંગ ટાંકવો અનુચિત નહીં ગણાય.

મારા પરિચિત એક શિક્ષકે પોતાની શાળામાં સુંદર તથા શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર શારીરિક હલનચલનની એક યોજના દાખલ કરી હતી. તેનાથી શો લાભ થતો હતો તે વિષે મેં તેને પૂછ્યું. તેણે કહ્યું, 'તે પદ્ધતિથી વિદ્યાર્થીઓ માત્ર મગજથી જ નહીં પણ તેમના આખા શરીરથી વિચાર કરતાં શીખે છે, અને એ રીતે તેઓ તેમના અભ્યાસ-પાઠો માટે વધુ યોગ્ય બને છે.'

મેં પૂછ્યું, 'પરંતુ એ પરિણામ તો બીજી ચાલુ રમત-ગમતોથી પણ ન આવી શકે?'

તેણે જવાબ આપ્યો, "ના. ફૂટબોલની હરીફાઈ પછી તેઓ સાંજે પાઠની તૈયારીને સમયે ઊંઘેટા બની જાય છે, અને બીજે દિવસે સવારે પણ લેટીન ગદ્યના સમયમાં તેની અસર હંમેશાં જણાય છે. પરંતુ આ નવી પદ્ધતિએ ગાળેલા એક કે બે કલાક બાદ, તેઓ વર્ગમાં જરા પણ થાકયા વિના તેમ જ 'રાઈ જેટલા તીવ્ર' બનીને આવે છે, અને હું તમને ખાતરીથી કહું છું કે, તેઓને તેમાં અતિશય મજા પડે છે."

કહેવું જોઈએ કે, તે શિક્ષકે એવી શોધ કરી હતી કે જેનાથી કેળવણીમાં નવા યુગનો અરુણોદય થતો હતો: અર્થાત્ માનવપ્રાણીઓને આનંદપૂર્ણ તેમ જ કઠોર એવા શિસ્તના સાધન વડે તેમના આખા શરીર થકી વિચાર કરતાં શીખવવાની શકયતાનો. મને લાગે છે કે, 'માણસના પુનરુજ્જીવન' તરફ તે પ્રથમ પગલારૂપ છે. તે પગલાને આપણે ચીવટથી અનુસરીશું તો તે આપણને તે માર્ગે ઘણે દૂર લઈ જશે.

# ૧૧

# ફુરસદનું શાસ્ત્ર અને કળા

સામાન્ય રીતે કોઈ પણ વિષય ઉપર કાંઈ બોલવું કે લખવું હોય, તો તેની શરૂઆત તે વિષયની શાસ્ત્રીય વ્યાખ્યાથી કરવામાં આવે છે. તેમાંય ઑક્સફર્ડના પંડિતો તો તે વિષયની બાબતમાં પ્રાચીન ગ્રીક લોકો શું કહેતા કે સમજતા ત્યાંથી જ તેની શરૂઆત કરે. પરંતુ હું તો તે બંને શિષ્ટ માર્ગો છોડી, આજના જમાનામાં જે જાતની ફુરસદ આપણને જોવા મળે છે, તેને લગતી કેટલીક બીનાઓ તરફ તમારું ધ્યાન ખેંચીને જ મારા વિષયની શરૂઆત કરીશ. કદાચ એ માર્ગે આપણે ફુરસદના વ્યાવહારિક પ્રશ્નોના મુદ્દા તરફ જલદી વળી શકીશું, અને ઉપરાંતમાં તેની વ્યાખ્યા પણ આપણને થોડીઘણી સમજાઈ જશે.

૧

પ્રથમ તો આપણે એ મુદ્દો ધ્યાનમાં લેવો જોઈએ કે, આજના જમાનામાં માણસ જે કાંઈ ફુરસદ મેળવી શકે છે, તે બીજા લોકોની ડખલગીરી દ્વારા થતા આક્રમણથી વધુ પ્રમાણમાં નષ્ટ થઈ જાય છે. એવું બનતું લાગે છે કે, કોઈ માણસને કે વર્ગને ફુરસદ મળી, તેની સાથે જ, તેની જાણ બીજા માણસોને કે વર્ગોને તરત જ થઈ જાય છે, અને તેઓ તેની ફુરસદનો ઉપયોગ પોતાનો લાભ સાધવામાં કરી લેવાનો પ્રયત્ન શરૂ કરી દે છે; જોકે તેઓ દેખાવ તો એવો કરે છે કે, તેઓ તો તેની ફુરસદનો સદુપયોગ કરવામાં તેને મદદ કરવાનો જ પ્રયત્ન કરે છે. ખાસ કરીને મોજમજાનાં સાધનોના દલાલો

તેની પાછળ ખાઈપીને મંડે છે; અને તમે જોયું જ હશે : આજના જમાનામાં તેમનો ધંધો જ સૌથી વધુ નફાકારક છે. પ્રાચીન સાદા જમાનાઓ દરમ્યાન માણસ પોતાના ફુરસદન સમયનો જે પ્રમાણમાં માલિક હતો, તે પ્રમાણમાં આજન માણસ હરગિજ નથી રહ્યો. બધી બાજુએથી બાહોશ ધંધ દારીઓ કે જે તેની નબળી બાજુઓના જાણકાર હોય છે, — અને ઘણી વાર તો માનસશાસ્ત્રની મદદ વડે, — તેઓ તે 'તૈયાર' (ready-made) આનંદો પૂરા પાડવા ઘેરી વળે છે કે જે આનંદો માણવા માટે તેણે ફક્ત ખીસામાંથી પૈસ કાઢવાની જ તકલીફ લેવાની હોય છે.

આ વસ્તુસ્થિતિનો એક દાખલો થોડા દિવસ અગા મેં લૅન્કેશાયર પરગણાના એક શહેરમાં જોયો. નવી શોધ કાઢવામાં આવેલી શિકારી કૂતરાઓ દોડાવવાની શરતના મેદાન બહાર એક મોટું ટોળું સવારના પહોરમાં જ દરવાજા ખૂલવાન રાહ જોતું ઊભું હતું. તપાસ કરતાં માલૂમ પડ્યું કે તેમાં મોટો ભાગ બેકારોનો હતો. પડોશની ઘણી મિલો બંધ પ હતી; પરંતુ કૂતરાઓ દોડાવવાની શરતનો ધંધો ધમધોક ચાલી રહ્યો હતો. થોડા દિવસ બાદ પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિમ આગેવાની-ભર્યો ભાગ લેનાર એક ગૃહસ્થને હું મળ્યો ત્યારે મેં તેને પૂછ્યું, 'તમારા જિલ્લામાં વધેલી ફુરસદને કારણે તમા પ્રૌઢ શિક્ષણના વર્ગો અને વ્યાખ્યાનોની માગણીમાં વધારો થયે છે કે કેમ?' ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'ના'. લોકો સા બીજાં કેટલાંય વિરોધી આકર્ષણો હતાં. અને તેમાં તેણે શિકાર કૂતરાઓની હરીફાઈનું નામ પણ ગણાવ્યું.

આપણામાંના જેઓ સિનેમા, ઘોડદોડની શરતનાં મેદાન કે દારૂનાં પીઠાંનાં આકર્ષણોથી દૂર રહેલા છે, તેઓ પણ પો ધારે છે તેટલા પ્રમાણમાં પોતાની ફુરસદના માલિક નથી. આપણ ફુરસદ પણ આપણા પડોશીઓની દયા ઉપર જ આધાર રા

છે. કારણ કે, પ્રાચીન ગ્રીકો કે આપણા દાદાઓને ન હતી તેવી તેવી સગવડો આજે આપણા પડોશીઓને આપણા ઉપર ચડી આવવાને માટે છે. ટેલિફોન, મોટર-કાર અને એવી બીજી શોધોને પ્રતાપે આપણા પડોશીઓ પોતાની મરજી મુજબ આપણી ફુરસદના સમયને ડખલગીરીઓની હારમાળારૂપ જ બનાવી દઈ શકે છે; અને તેઓની ફુરસદ જેમ વધારે, તેમ તેઓ આપણી ફુરસદનો નાશ કરવા વધારે તત્પર બને છે. આપણે પણ તેમની ફુરસદનો નાશ કરવામાં પાછા પડતા નથી. એમ આપણે આપણી ફુરસદનો મોટો ભાગ એકબીજાની ફુરસદનો નાશ કરી, એકબીજાને કંટાળો આપવામાં જ ગાળીએ છીએ.

તમે માણસને ગમે તે પરિસ્થિતિમાં મૂકો, પરંતુ તે પોતાની ફુરસદનો ઉપયોગ એટલા પ્રમાણમાં જ કરી શકશે કે જેટલા પ્રમાણમાં બીજા લોકો તેમની ફુરસદનો ઉપયોગ કરતા હશે. પરંતુ ફુરસદના ઉપયોગ વિષેનાં ઘણાં લખાણોમાં આ મુદ્દાની શરત પ્રત્યે દુર્લક્ષ જ કરવામાં આવ્યું હોય છે. દાખલા તરીકે, મિ. બર્ટ્રાન્ડ રસેલ એવું વિધાન કરે છે કે, સારી સમાજવ્યવસ્થાનું એક લક્ષણ એ છે કે, તે પોતાના નાગરિકોને પુષ્કળ ફુરસદ તથા તેનો ઉપયોગ કરવાને નિરંકુશ સ્વતંત્રતા બક્ષતી હોય. ‘કોઈ પણ જવાબદારી વિનાની ફુરસદ’ એ તેમનું લક્ષ્યબિંદુ હોય તેમ લાગે છે. હવે પુષ્કળ ફુરસદ પૂરી પાડવી એ બહુ સહેલી વસ્તુ છે,— ખાસ કરીને ચર્ચા પૂરતી તો. મિ. રસેલ એ વસ્તુ રોજના કામકાજના કલાકો ઘટાડીને ચાર કરી નાખવા દ્વારા સિદ્ધ કરી દે છે. પરંતુ ખરી મુશ્કેલી તો માણસ બાકીના દિવસનો નિરંકુશ રીતે ઉપયોગ કરી શકે એ વસ્તુ સિદ્ધ કરતી વેળા આવે છે.

મિ. રસેલ એમ માની લે છે કે, દરેક માણસ પોતાના ફુરસદના સમયમાં પોતાની વૃત્તિઓ અને કામનાઓને નિર્બાધપણે

છૂટીદોર મૂકી શકશે, એવું સમાજના તમામ માણસો કબૂલ રાખે, એટલે એ પ્રશ્નનો નિવેડો આવી જશે. પરંતુ મને લાગે છે કે, એ રીતે તેઓ તે પ્રશ્નને વધારેપડતો સહેલો બનાવી મૂકે છે. એક માણસની પેઠે બાકીના બધા માણસો પણ ચોવીસ કલાકમાંથી ૨૦ કલાક પોતાની વૃત્તિઓ અને કામનાઓને છૂટીદોર મૂકે, તો પહેલા માણસની ફુરસદમાં બીજા લોકોની કારવાઈઓથી સારા પ્રમાણમાં ડખલ થાય એ ઉઘાડું છે. બધા એમ નક્કી કરે કે, ૨૪ કલાકમાંથી કામકાજના ચાર કલાક દરમ્યાન જ ટેલિફોનનો ઉપયોગ કરવો, તો કાંઈક ફેર પડે ખરો; પરંતુ તે પ્રમાણે તો તેવી બીજી હજારો વસ્તુઓનો ઉપયોગ કરતા આપણે બંધ પડીએ તો જ કોઈ પણ માણસ 'નિરંકુશ' રીતે પોતાની ફુરસદ માણી શકે. તો તો પછી નિરંકુશ ફુરસદ માણવાનો એક જ રસ્તો માણસને માટે બાકી રહે, એવું મને તો દેખાય છે. અને તે એ કે, તેણે કોઈ અગમ્ય રણપ્રદેશના ઊંડાણમાં સંતાઈ જવું! પરંતુ ત્યાં પણ તેને કાંઈ જ ડખલ નહીં કરવામાં આવે એવી મને ખાતરી નથી. કોઈ ને કોઈ તેની સંતાવાની જગા ખોળી જ કાઢવાનું અને તેના ભલાને અર્થે — કદાચ તેને 'ફુરસદનું શાસ્ત્ર અને કળા' શીખવવાને અર્થે જ — એક પ્રતિનિધિમંડળ ત્યાં મોકલવામાં આવવાનું!

## ૨

ઉપરાંત, બીજી એક અગત્યની વસ્તુ પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે, કોઈનો ફુરસદનો વખત એ જ સેતાનને પોતાનાં કારસ્તાન કરવાની વધારેમાં વધારે શક્યતાઓનો વખત પણ છે. આખા જગતમાં જો કામકાજનો સમય ઘટાડી નાખીને ચાર કલાકનો જ કરી નાખવામાં આવે, તો સેતાનના ઘરમાં જે કામકાજની ધમાચકડી મચી રહે, તેની આપણે કલ્પના કરી

શકીએ છીએ. અલબત્ત, ફુરસદનો સમય વધતાં પ્રભુના પાર્ષદોને પણ પોતાની અસર ફેલાવવાની તકના પ્રસંગો વધે ખરા; અને તેથી આ તબક્કે ફુરસદની એક વ્યાખ્યા આપતા જવાનું મને મન થઈ જાય છે: ફુરસદ એટલે મનુષ્યના જીવનનો તે અંશ કે જ્યાં તેના આત્મા ઉપર પ્રભુત્વ મેળવવા ઇચ્છતા સેતાન અને ઈશ્વરી પાર્ષદો વચ્ચેનું યુદ્ધ સૌથી વધુ તુમુલ બની જાય છે. અને હું જ્યારે શિકારી કૂતરાઓની શરતના મેદાનનો દરવાજો ઊઘડવાની રાહ જોતા બેકારોના ટોળા તરફ મીટ માંડી રહ્યો હતો, ત્યારે મને એમ લાગ્યા વિના નહોતું રહ્યું કે, બરાબર તે જ ઘડીએ સેતાનનો પક્ષ વિજયવંત નીવડવા લાગ્યો હતો. અલબત્ત, તમે એ બીનાને જૂના જમાનાના નીતિવાદીનો પૂર્વગ્રહ ગણી કાઢી શકો છો.

પૂર્વગ્રહની વાત બાજુએ રાખીએ; પરંતુ નીચેના થોડાઘણા આંકડાઓ ઉપરથી લોકો આજકાલ પોતાનો ફુરસદનો સમય આત્માની ખિલવણી પાછળ ગાળે છે, કે બીજી કશાની ખિલવણી પાછળ ગાળે છે, એ આપણે નક્કી કરી શકીશું. એ આંકડાઓ અમેરિકા ખંડના છે. પરંતુ બીજા ખંડોમાં પણ જે કાંઈ ચાલી રહ્યું છે તેના નમૂનારૂપ તેમને આપણે ગણી શકીએ. તે આંકડા મેં આર. એલ. ડફ્સના 'બૂક્સ' નામના નાના પુસ્તકમાંથી લીધા છે; અને તેના લેખક પુસ્તકોના વેપારમાં પ્રમાણભૂત ગણાય છે, એ બધા જ જાણે છે.

તે આપણને જણાવે છે કે, અમેરિકામાં દર અઠવાડિયે સાડા અગિયાર કરોડ લોકો — ૧૧,૫૦,૦૦૦૦૦ — સિનેમા જુએ છે; અને અમેરિકા ખંડની આખી વસ્તી એક વર્ષમાં થઈને પુસ્તકો પાછળ જેટલું ખર્ચ કરે છે, તેટલું ખર્ચ માત્ર ત્રણ અઠવાડિયાંમાં સિનેમા પાછળ કરી નાખે છે. આખું રાષ્ટ્ર દર વર્ષે પુસ્તકો પાછળ વીસ કરોડ ડૉલર ખર્ચે છે.

પરંતુ ખાલી મોજમજા ખાતર મોટર દ્વારા કરેલી મુસાફરી પાછળ તે જ રાષ્ટ્ર દર વર્ષે ત્રણ અબજ ડૉલર ખર્ચે છે. અમેરિકાના લોકો પોતાની વાર્ષિક કમાણીનો અર્ધો ટકો પુસ્તકો પાછળ ખરચે છે. ભારે મોટી ગણતરીઓ કરીને મિ. ડ્યૂફ્સ એવા નિર્ણય ઉપર આવે છે કે, સામાન્ય અમેરિકાવાસી દર વર્ષે બે પુસ્તકો ખરીદે છે અને બે પુસ્તકો લાયબ્રેરીમાંથી વાંચવા લાવે છે. અમેરિકન સરકારે પ્રગટ કરેલા સરકારી ચોપાનિયા ઉપરથી જણાય છે કે, અમેરિકા ખંડનું મીઠાઈ પાછળના ખર્ચનું બિલ પુસ્તકો પાછળના ખર્ચના બિલ કરતાં ૨૭ ગણું મોટું છે; સિનેમા પાછળના ખર્ચના બિલ કરતાં ૨૨ ગણું મોટું છે; રેડિયો પાછળના ખર્ચના બિલ કરતાં ૧૨ાા ગણું મોટું છે; અને 'હળવાં પીણાં' પાછળના ખર્ચના બિલ કરતાં ૧૧ ગણું મોટું છે. અમેરિકાવાસીઓ 'સખત' પીણાં પાછળ શું ખર્ચ કરે છે, તેના આંકડા તેમાં આપ્યા નથી.

આ આંકડાઓ ઉપરથી પણ બહુ સાવચેતીથી નિર્ણયો તારવવાના છે. જેટલાં પુસ્તકો ખરીદવામાં આવે છે કે પુસ્તકાલયમાંથી લાવવામાં આવે છે, તે બધાંને જ આત્માની ખિલવણી કરનારાં કહી શકાય નહિ. તેમ જ બીજી બાજુ, બાકીના આંકડાઓ ફુરસદની પ્રવૃત્તિઓ તરીકે જે વસ્તુઓ સૂચવે છે, તે બધીને વગર વિચાર્યે કાંઈ પણ સાંસ્કારિક મૂલ્યો વિનાની ગણી કાઢી શકાય નહીં; જોકે, અમેરિકાવાસીઓ પુસ્તકો કરતાં મીઠાઈ પાછળ ૨૭ ગણી વધારે જે રકમ ખરચે છે, તેમાં કાંઈ ખાસ સાંસ્કારિક મૂલ્ય હોય તેમ લાગતું નથી. પરંતુ એ બધું ધ્યાનમાં લઈએ તોપણ, એ આંકડાઓ ઉપરથી સામાન્ય રીતે મેં રજૂ કરેલા સિદ્ધાંતને પુષ્ટિ જ મળે છે કે, આજકાલ આપણી સંસ્કૃતિના ફુરસદ-વિભાગમાં સેતાનનું સામ્રાજ્ય ધમધોકાર ચાલે છે.

૩

આ મુદ્દા ઉપરથી હવે બીજા એક અગત્યના મુદ્દા ઉપર હું આવું છું. અને તે એ છે કે, જીવનના ફુરસદ-વિભાગમાં જે કાંઈ બને છે, અને જીવનના શ્રમવિભાગમાં જે કાંઈ બને છે, તે બે વચ્ચે આંતરિક સંબંધ છે. જ્યારે મોટા ભાગના લોકોનું રોજિંદું કામકાજ એકધારું — યાંત્રિક બની જાય છે, અર્થાત્ મનને કાંઈ પણ રસ આપ્યા વિના શરીરને જ થકવનારું થઈ જાય છે, ત્યારે તેમની ફુરસદનો સમય એવી બાહ્ય ઉત્તેજનાની શોધમાં જ ખર્ચાય છે કે જે પેલી કંટાળાની લાગણીને દબાવી દે. કારણ કે થાકેલું શરીર સ્વાભાવિક રીતે એ વસ્તુ જ શોધે છે. તેથી કરીને મીઠાઈ જેવા ગળ્યા અને કામોદ્દીપક નવલકથાના જેવા ધમધમાટ આનંદો પૂરા પાડવા સારુ મોટા ઉદ્યોગો ઊભા થાય છે. પરંતુ એ ઉદ્યોગો પણ કોઈ ને કોઈ જાતની મજૂરી વડે જ ચલાવવા પડે છે એ ઉઘાડું છે. એટલે આપણે એક વિચિત્ર ચકરાવામાં ફસાઈએ છીએ. આજે, દિવસને છેડે ફુરસદના સમય દરમ્યાન કરવામાં આવતી તૈયાર આનંદો અને બાહ્ય ઉત્તેજનાઓની માગણીને પહોંચી વળવા સારુ, હજારો મજૂરોને જુદા જુદા ઉદ્યોગોમાં કામે લાગવું પડે છે.

જો એવો પ્રશ્ન કરવામાં આવે કે, કંટાળો દૂર કરવા માટે તથા થાકેલી ઇંદ્રિયોને ઉત્તેજિત કરવા માટે કઈ જાતના તૈયાર આનંદોની માગણી કરવામાં આવે છે, તો જવાબમાં તેમના ચાર વ્યાપક પ્રકારો બતાવી શકાય તેમ છે. તેમાં પ્રથમ સ્થાન હું કામભોગને આપું છું. મોટે ભાગે તે વસ્તુ માત્ર સૂચન દ્વારા જ પૂરતા પ્રમાણમાં સિદ્ધ થઈ જાય છે. બીજું સ્થાન એક યા બીજા એમ અનેક પ્રકારોએ રમાતા જુગારનું છે. ત્રીજું સ્થાન બાહ્ય શૃંગારનું છે. તે મોટે ભાગે બાહ્ય પોશાકની ટાપટીપનું રૂપ લે છે, અને તે કામભોગ સાથે છેક અસંબદ્ધ નથી. ચોથું સ્થાન દશ્યો જોતાં ફરવાનું છે. તેના

પણ અનેક પ્રકારો છે, જેવા કે કુદરતી દશ્યો જોવાં, કસરતના કે અંગબળના પ્રયોગો જોવા, યા તો એક યા બીજા પ્રકારના ખેલો જોવા. એક ખેલમાંથી બીજા ખેલમાં જવા માટે ઝડપી તથા સગવડભરેલી મુસાફરીનો આનંદ તેની સાથે જ આવી જાય છે.

અલબત્ત, તે ઉપરાંત બીજા ઘણા આનંદો છે; પરંતુ મને લાગે છે કે, ફુરસદના સમય દરમ્યાન બાહ્ય ઉત્તેજનાઓ અને તૈયાર આનંદો માટે કરવામાં આવતી જે માગ પૂરી પાડવાને સમાજને ખાસ મજૂરી કરવી પડે છે, તેનો મોટો ભાગ આ ચાર વર્ગોમાં સમાઈ જાય છે.

મેં તે ચારમાં કામભોગને પ્રથમ સ્થાન શાથી આપ્યું છે તેનાં કારણોની વિગતમાં સ્થળસંકોચને કારણે હું નથી ઊતરતો. હું માત્ર એટલું જ કહેતો જાઉં છું કે, તે તત્ત્વ જનસમુદાયની આનંદો માટેની સર્વ માગણીઓમાં અને તેને પૂરા પાડવામાં આવતા સર્વ આનંદોમાં નિયામક રૂપે મને સર્વવ્યાપી દેખાય છે. કોઈ વાર તે ખુલ્લું હોય છે, તો ઘણી વાર બીજાં તત્ત્વોની સાથે તેમની ઓથે છુપાયેલું હોય છે. કોઈ પણ લોકપ્રિય દૈનિક કે સામયિકની સચિત્ર જાહેરખબરો તરફ નજર કરો, તો તમને તે તત્ત્વ પાને પાને દેખાશે. ભલે પછી તે જાહેરખબર મોટરગાડીની હોય, દંતમંજનની હોય, સિગરેટની હોય, ઘરના ભોંયતળ માટેના વારનિશની હોય, ફોટો પાડવાના કૅમેરાની હોય કે દરિયાકિનારે હવા ખાવાના સ્થળ બાબતની હોય, પરંતુ કોઈ આકર્ષક સ્ત્રીનું ચિત્ર જરૂર ત્યાં હોવાનું. સિનેમા, નાટક અને નવલકથા તો તેનાથી ઠસોઠસ ભરેલાં જ હોય છે. જે કેટલીક બાબતો જગતના આદિથી ચાલતી આવેલી છે, અત્યારે પણ મોજૂદ છે, અને કદાચ હંમેશાં કાયમ રહેવાની છે, તેમાંની એ એક છે. તે તત્ત્વ મોટે ભાગે જીવનના ફુરસદ-વિભાગમાં વધારે કામે લાગતું

દેખાય છે, અને કેટલીક વાર તે સારાં પરિણામ લાવે છે, અને કેટલીક વાર ખરાબમાં ખરાબ. તે તત્ત્વને દબાવી દઈને, વખોડી કાઢીને કે તેનો નિષેધ કરીને આપણે તેને કાબૂમાં લાવી શકવાના નથી. એ રીતો તો સમુદ્રની ભરતીને રોકવાના પ્રયત્ન જેવી વિફળ છે. પરંતુ જે રીતે આપણા વેપારીઓ તે તત્ત્વને પોતાના ઉદ્યોગોનાં ચક્રો ફેરવવામાં કામે લઈ લે છે, તે પ્રમાણે ધર્માચાર્યો કે નીતિના ઉપદેશકો તેના બળને પોતાને કામે લઈ શકવાનો કોઈ ઉપાય શોધી કાઢે, તો સતયુગ અત્યારે છે તે કરતાં જરૂર વધુ નજીક આવી જાય. તે વસ્તુ સિદ્ધ કરવાના તમામ શક્ય ઉપાયો શોધવા જોઈએ અને તે શોધવા પાછળ અત્યાર સુધી કદી ન દાખવવામાં આવેલી ઝીણવટભરી સંગીનતા દાખવવી જોઈએ.

૪

તે અગત્યના મુદ્દા ઉપર હું મારી તેમ જ બીજા લોકોની કેટલીય કલ્પનાઓ રજૂ કરી શકું તેમ છું. પરંતુ મેં કેટલાક પ્રયોગો એવા જોયા છે કે, તેમનાથી મને ખાતરી થઈ છે કે ફુરસદના પ્રશ્નને — ખાસ કરીને તેની કામવાસના સાથે સંકળાયેલી બાજુને — હલ કરવાનો માર્ગ ધાર્મિક કે નૈતિક ઉપદેશ નથી. તે પ્રશ્ન હલ કરવાનો માર્ગ તો 'सुन्दरम्' માટેની તમન્ના ઊભી કરવાનો છે. મારી માન્યતા એવી છે કે, सत्यम्, शिवम् અને सुन्दरम्ની ત્રિપુટિમાં सुन्दरम्નું તત્ત્વ પ્રાણ પૂરવાનું કામ કરે છે; કારણ કે, જ્યાં આગળ सुन्दरम्નું તત્ત્વ બાકીનાં બેને મૂર્તિમંત કરવા તથા તેમાં પ્રાણ પૂરવા માટે મોજૂદ નથી હોતું, ત્યાં પેલાં બે ખાલી હાડપિંજર જ બની રહે છે. એ માન્યતા હેઠળ કરવામાં આવેલા એક પ્રયોગનું ટૂંક વર્ણન, નરી સૈદ્ધાંતિક ચર્ચા કરતાં એ બાબત ઉપર વધુ પ્રકાશ પાડશે એમ માની, નીચે આપું છું.

તે પ્રયોગ મને ગયે વર્ષે ફિલાડેલ્ફિયા શહેરમાં જોવા મળ્યો. તે શહેરમાં સેમ્યુઅલ ફ્લીશર ( Samuel Fleisher ) નામે એક દૂરદર્શી માણસ રહે છે. તે પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિનો રસિયો છે. પરંતુ વર્ગો, વ્યાખ્યાનમાળાઓ અને પુસ્તકિયા શિક્ષણની ચાલુ પદ્ધતિઓથી તેને સંતોષ થયો નહિ. તેને લાગ્યું કે, એ કરતાં તો દરેક માનવ પ્રાણીમાં થોડા વત્તા પ્રમાણમાં રહેલી સૌંદર્યપ્રેમની ભાવનાને અને નવું કાંઈક સર્જવાની કુશળતાની શક્તિને જાગ્રત કરવાનો પ્રયત્ન કરવો, એ વધુ હિતકર નીવડશે. તેથી તેણે પોતાને પૈસે એક સંસ્થા કાઢી, તેનું 'કલાવિહાર' એવું સાદું નામ રાખ્યું, અને તેમાં કુશળ શિક્ષકોને રોક્યા. પછી તેણે ફિલાડેલ્ફિયાનાં જુવાન સ્ત્રીપુરુષોને જાહેર કર્યું કે, હું તમને સૌંદર્યસાધનાના માર્ગોની — શારીરિક ખિલવણીથી માંડીને ઉત્તમોત્તમ લલિત કલાઓ સુધીની — તાલીમ આપવા તૈયાર છું. તેણે તે સંસ્થાના મકાનને કળા-કારીગરીના નમૂનાઓથી ભરી કાઢયું, અને તેને સુંદરમાં સુંદર રીતે સજાવ્યું. તે કોઈ 'સંસ્થા'ના મકાન કરતાં રાજાના મહેલ જેવું વધારે લાગતું હતું. વધારામાં તેણે પાસે આવેલું એક દેવળ ખરીદી લીધું અને તેને 'ધ્યાનગૃહ' એવું નામ આપ્યું. ત્યાં કોઈ પ્રાર્થનાના મેળાવડા કે ધાર્મિક વ્યાખ્યાનો થતાં નહોતાં, પરંતુ જે કોઈને મરજી થાય તે ત્યાં જઈ શાંતિથી ધ્યાનમાં કે ઉપાસનામાં બેસી શકતું. હું ત્યાં હતો ત્યારે મેં જોયું કે ત્યાં જુવાનિયાઓ અવારનવાર ચાલુ જ રહેતા હતા. ઘણા લોકોએ શરૂઆતમાં તો માન્યું કે ફ્લીશરનું 'ભેજું ગેબ' થઈ ગયું છે; પરંતુ પછીથી બધાને કબૂલ કરવું પડયું કે, ફિલાડેલ્ફિયામાં કોઈનું પણ ભેજું જો ખરેખર ઠેકાણે હોય તો તેનું જ હતું.

એ સંસ્થા છેલ્લાં ત્રીસ વર્ષથી ચાલુ છે; અને હવે તેમાં દાખલ થનારાઓની અરજીઓનો શુમાર નથી. હું તે સંસ્થાનાં

ઉદ્યોગમંદિરો અને કળામંદિરોમાં ફરી વળ્યો, અને અમેરિકામાં મેં જોયેલા તમામ પ્રકારના ઉત્તમોત્તમ સ્થાનિક કળાકારીગરીના નમૂના મને ત્યાં જોવા મળ્યા. પરંતુ મારા ઉપર સૌથી વધારે અસર તો શારીરિક ખિલવણીની ભવ્યતા અને સુંદરતાની થઈ. તે વસ્તુને ત્યાં એક વાસ્તવિક સુંદર કળાનું રૂપ આપી દેવામાં આવ્યું હતું, અને મને ત્યાં ને ત્યાં સ્ફુરી આવ્યું કે, મારા દેશમાં પણ આ જાતની તાલીમ દાખલ કરવામાં આવે, તો લાખો યુવકો અને યુવતીઓનું કલ્યાણ થઈ જાય. કારણ કે હું માનું છું કે. 'લોકોના આત્માની કેળવણીની ખિલવણી કરવાથી થોડાક લોકો જરૂર સંત બનતા હશે; પરંતુ લોકોનાં શરીરોની કેળવણી પ્રત્યે દુર્લક્ષ કરવાથી લાખો લોકો મહાપાપી બની જાય છે', એ વાક્ય ખરેખર સાચું છે. મિ. ફ્લીશરની કેળવણીની પદ્ધતિમાં મન અને શરીરને જુદાં ગણવામાં આવતાં નથી. તે તેમને એક જ ગણે છે. તેથી તે શરીર અને મનના સહશિક્ષણમાં માને છે, અને હું પણ તેમાં તદ્દન સહમત છું.

ગમે તેમ હોય, આપણામાંના ઘણા જણ ફુરસદનો ઉપયોગ કરવાની જે કેળવણીને અતિશય અગત્યની માનીએ છીએ, તે પૂરી પાડવાનો એથી વધારે સફળ પ્રયત્ન મેં કદી જોયો નથી.[1]

ફુરસદ એ તો યાંત્રિક મજૂરી હેઠળ માણસની જે સર્જક તથા કલ્પક શક્તિઓ કચરાતી જાય છે, તેમને કામે લગાડવા માટેની તક છે, એવું મિ. ફ્લીશરની પેઠે આપણે પણ ગણતા થઈએ, એવું હું સૂચવું છું. મારે જો ફુરસદના ભુવન ઉપર દરવાજે મૂકવા મુદ્રાલેખ આપવાનો હોય, તો હું તેને નીચેના ત્રણ શબ્દોમાં લખું — કુશળતા, સર્જન, સૌંદર્ય. અને તે

૧ મિ. ફ્લીશરની કેળવણીની પદ્ધતિનો અહેવાલ તેમના પોતાના શબ્દોમાં 'હીબર્ટ જર્નલ' (– એપ્રિલ, ૧૯૩૦)માં, 'આર્ટ ઍન્ડ રિક્રિયેશન' એ મથાળા હેઠળ મળશે.

આખા ભુવનને હું 'આનંદભુવન' નામ આપું. હું યંત્રો દ્વારા નીપજતા પદાર્થો સામે જેહાદ નહીં ઉપાડું — ઘણી વાર તે પદાર્થો હાથે બનાવેલા પદાર્થો કરતાં વધારે સારા હોય છે,— પરંતુ હું એ વસ્તુ જરૂર સ્પષ્ટ કરીશ તથા યુવાનોમાં સતત પ્રેર્યા કરીશ કે, બાહ્ય ઉત્તેજનાઓથી નીપજતા આનંદો સર્જનમાં દાખવેલી કુશળતાથી નીપજતા આનંદો કરતાં ક્યાંય હલકી કોટીના છે, અને સર્જકશક્તિના ઉપયોગમાંથી પ્રાપ્ત થતા આનંદોની તુલનામાં ખરીદેલા તૈયાર આનંદો કાંઈ વિસાતના નથી. અને કોઈ પ્રમાણમાં તથા કોઈ ને કોઈ સ્વરૂપમાં તે સર્જકશક્તિ દરેક માણસમાં રહેલી હોય છે, એમ હું જરૂર માનું છું. કેળવણીની મારી પદ્ધતિ બચપણથી માંડીને જ એ પાઠ શીખવવા સારુ યોજવામાં આવી હશે, અને તે પાઠ શીખ્યાની સાબિતી ન આપે ત્યાં સુધી કોઈને વિશ્વવિદ્યાલયની ઊંચી કક્ષાની ઉપાધિ નહીં મળે.

૫

દરમ્યાન આપણે એક મુદ્દાની વાત યાદ રાખવી જોઈએ કે, ફુરસદની પ્રવૃત્તિઓ અને રોજિંદા કામકાજની પ્રવૃત્તિઓ વચ્ચે કશો ખાસ ભેદ પાડી શકાય તેમ નથી. જે પ્રવૃત્તિ એક પગથિયે મજૂરીરૂપ છે, તે બીજે પગથિયે ફુરસદરૂપ થઈ પડે. દાખલા તરીકે, કોઈ પણ કળા શીખવામાં શરૂઆતનાં પગથિયાં મજૂરીરૂપ હોય છે, પરંતુ અંતિમ પગથિયાં આનંદરૂપ હોય છે. જે વસ્તુ શોખથી શીખનારને રમતરૂપ હોય, તે ધંધાદારીને સખત મજૂરીરૂપ હોય. એથી ઊલટું પણ એટલું જ સાચું છે. પ્રેક્ષકને મન જે વસ્તુ મજા છે, તે કરનારને મન ત્રાસરૂપ હોઈ શકે. કવિ બાયરને વર્ણવેલા મલ્લને રોમન લોકોને ઉત્સવનો આનંદ પૂરો પાડવા જ રહેંસી નાખવામાં આવ્યો હતો ને? મેં છાપામાં થોડા વખત પહેલાં વાંચ્યું હતું કે, દરિયાકિનારે આવેલા એક રેસ્ટોરાંમાં એક તહેવારને દિવસે

દિવસભર ચાલેલી ઘરાકીને કારણે એક નોકરડી થાકથી લોથ થઈ જઈને જ મરી ગઈ. આજકાલ આપણે આપણો તહેવાર ઊજવવા મલ્લોને રહેંસી નાખતા નહીં હોઈએ, પણ અવાર-નવાર એકાદ નોકરડીને મોતને શરણ કરતા જઈએ છીએ. આટલાંટિક મહાસાગર ઓળંગતી વખતે એક મોટી આગબોટ ઉપરના પીણાં તૈયાર કરનારાને હું મળ્યો હતો. આગબોટ ઊપડી ત્યારથી તે રાતદિવસ પહેલા વર્ગના શ્રીમંત ઉતારુઓ માટે પ્યાલા ભર્યા કરતો હતો. જ્યારે મુસાફરીનો અંત આવવાનો થયો ત્યારે તે મને કહેતો હતો કે, 'હું અધમૂઓ થઈ ગયો છું.' આમ એક માણસની ફુરસદ તે બીજા માણસની હાડતોડ મજૂરી છે. એક ખાણિયા મજૂરની પત્નીએ મને એક વાર કહ્યું હતું કે, પુરુષોને મજૂરીના કલાક ઘટતા જાય છે, તેની સાથે સ્ત્રીઓને ઘરની મજૂરીના કલાક વધતા જાય છે,

એટલે, કોઈ સમાજના ફુરસદના કલાકો વધે એટલે તે પ્રમાણમાં તેની મજૂરીના કલાક ઘટે, એમ કહેવું હરગિજ સાચું નથી, જોકે સામાન્ય રીતે તો લોકોમાં એવો જ ખ્યાલ પ્રવર્તે છે. જો ફુરસદનો સમય બધા લોકો અચૂક ઊંઘમાં, કે કશું કામ કર્યા વિના, કે મૌનપણે ધ્યાનમાં ગાળે, તો જ એ વસ્તુ સાચી પડે. પરંતુ આપણામાંનો મોટો ભાગ એ રીતે ફુરસદનો સમય ગાળતો જ નથી. ઊંઘનો સમય બાદ કરીએ તો એમ જ કહેવું જોઈએ કે, આજના જમાનામાં માણસ તેની ફુરસદના સમયમાં જ બીજા માણસોની મજૂરીની વધારેમાં વધારે માગણી કરતો હોય છે, તથા વધારેમાં વધારે પદાર્થો ભોગવી નાખતો હોય છે. દાખલા તરીકે, આરામનો દિવસ ગણાતા રવિવારે બીજા દિવસો કરતાં આહારની માત્રા વધી જાય છે, અને નાતાલના દિવસમાં તો તે તેની પરાકાષ્ઠાએ પહોંચે છે. એ બધા માટે કોઈ ને કોઈને તો મજૂરી કરવી જ પડે છે; અને તે મજૂરીનો મોટો ભાગ બહુ ઊંચા

પ્રકારનો કહેવાય તેવો તો નથી જ હોતો — ગધ્ધાવૈતરું જ હોય છે. મને લાગે છે કે, કેટલાય લોકો તેને પરિણામે અકાળે મૃત્યુવશ થાય છે, અને કેટલાક તો કામ કરવાને સ્થળે જ, ઉપર વર્ણવેલી નોકરડી જેમ, મરણ પામી ગબડી પડે છે.

ફુરસદના પ્રકારો અનંત છે. એક પ્રકાર એવો છે કે જેનો અર્થ નર્યું આળસુપણું થાય છે; બીજો પ્રકાર એવો છે કે જેને કમાતાં સખત મજૂરી કરવી પડી હોય છે. જુવાનીની ફુરસદનો પ્રકાર પણ છે, અને વૃદ્ધાવસ્થાની ફુરસદનો પણ છે. દવાખાનાંનાં દર્દીઓની ફુરસદનો પ્રકાર પણ છે, તેમ જ એકાંતવાસની સજા પામેલા કેદીઓની ફુરસદનો પ્રકાર પણ છે. આપણે થાક્યા હોઈએ ત્યારે આવતી ફુરસદનો પ્રકાર પણ છે, અને આપણે તાજા હોઈએ ત્યારની ફુરસદનો પણ છે.

આ સંજોગોમાં 'ફુરસદનું શાસ્ત્ર અને તેની કળા'નો વિષય ચર્ચવો મુશ્કેલ બની જાય છે. તેને અનુરૂપ 'મજૂરીનું શાસ્ત્ર અને તેની કળા'નો તેને આધાર ન હોય, તો તેની કશી કિંમત પણ નથી.

૬

આ બધા ઉપરથી એ સ્પષ્ટ થયું કે, ફુરસદનો પ્રશ્ન એ બીજા નામથી કેળવણીનો પ્રશ્ન જ છે. બીજા પણ કેટલાય સામાજિક પ્રશ્નો અંતે કેળવણીના પ્રશ્નરૂપ જ બની રહે છે, પરંતુ આ ફુરસદનો પ્રશ્ન તો સૌથી પહેલો તેમ બની જાય છે. એ પણ સ્પષ્ટ થયું હશે કે, ફુરસદ માટેની કેળવણીની કોઈ પણ પદ્ધતિ જો યોગ્ય રીતે યોજવામાં આવી હોય, તો તે મજૂરી માટેની કેળવણીની પદ્ધતિ પણ બની રહે. તે બે વસ્તુઓ છૂટી પાડી શકાય તેમ નથી.

એ જાતની પદ્ધતિનું સ્વરૂપ કેવું હોય તેનું સામાન્ય વર્ણન કરીને હું આ વ્યાખ્યાન પૂરું કરીશ.

ગેરસમજ થવાનું જોખમ ખેડયા વિના, જો સાદી ભાષામાં કહેવું હોય તો હું એમ કહું કે, એ પદ્ધતિનો પાયો શારીરિક ખિલવણી હશે, અને તેનું અંતિમ લક્ષ્ય કળા હશે. એ પ્રારંભિક પાયો અને અંતિમ લક્ષ્યને — આદિને ને અંતને — જોડનાર એક લાંબી લીટી હશે. તેની પ્રાથમિક ભૂમિકા વાંચવું, લખવું કે ગણવું નહિ હોય. માનવ ઇતિહાસમાં પણ તેની જરૂર બહુ પછી ઊભી થઈ છે. કાને સાંભળેલું અને પુસ્તકમાં વાંચેલું જ્ઞાન આજકાલ કેળવણીના ધંધાનો મુખ્ય માલ બન્યું છે. તેને પણ યોગ્ય ભૂમિકાએ કેળવણીમાં સ્થાન જરૂર છે, પરંતુ કેળવણીની મુખ્ય વસ્તુ તેના કરતાં વધારે વિવિધ હોવી જોઈએ. પુસ્તકિયું જ્ઞાન પૂરતું મેળવી લીધું, એટલે પછીની ભૂમિકાએ તે કૌશલ્યના બારીક પ્રકારોમાં પરિણમે એમ કરવું જોઈએ. તો જ જ્ઞાન તરીકે પણ તે સંપૂર્ણ બને. એ ભૂમિકા પ્રાપ્ત કર્યા વિના કોઈને 'પદવીદાન' થવું જોઈએ નહીં. આવી કેળવણીની આખી પ્રક્રિયા દરમ્યાન — કે જે જીવનભરમાં વ્યાપેલી હોય — તેનું લક્ષ મનુષ્યની 'સર્વાંગીણ' કેળવણી જ હોય. મન કહેવાતા, કે આત્મા કહેવાતા, કે ચારિત્ર કહેવાતા, કે શરીર કહેવાતા, તેના કોઈ જુદા જુદા ભાગની તે કેળવણી ન હોય; પરંતુ તે ચારે મળીને અખંડ એકરૂપ બનતા સર્વાંગીણ મનુષ્ય કે બાળકની કેળવણી તે હોય. માણસોને તેમનાં મગજ વડે જ વિચાર કરતાં શીખવવામાં ન આવે (કે જે એક પ્રકારની બેહૂદગી જ છે); પરંતુ તેમનાં સમગ્ર શરીર વડે વિચાર કરતાં શીખવવામાં આવે. તમને યાદ હશે કે, વર્જિલે પોતાના 'એનીડ' કાવ્યના પહેલા સર્ગમાં, પેલી દેવીને એનીસ આગળ પોતાનું દેવીપણું, કોઈ સામાન્ય દેવીની પેઠે ચમત્કાર કરી બતાવીને પ્રગટ કરતી નથી વર્ણવી; પરંતુ પોતાની ચાલવાની અદ્દભુત પદ્ધતિ દ્વારા પ્રગટ કરતી વર્ણવી છે. તેની ચાલવાની ગતિ તેનું દિવ્યપણું જાહેર

કરી દે — એ વસ્તુ અચૂક સૂચવે છે કે, દેવોને ત્યાં ‘ પ્રાથમિક ’ કેળવણી પ્રત્યે દુર્લક્ષ નથી કરવામાં આવતું !

એ જાતની કેળવણીની પદ્ધતિ, ફુરસદ તેમ જ મજૂરી બંનેને માટે સંપૂર્ણ સમર્પક, એવી પદ્ધતિ હશે. આપણે તેને મન અને શરીરના સહશિક્ષણની પદ્ધતિ કહી શકીએ. સ્ત્રી અને પુરુષના સહશિક્ષણ કરતાં તે વસ્તુ કેટલીય વધારે અગત્યની છે. જે લોકોને તે કેળવણી મળી હશે, તે વર્જિલની પેલી દેવીની પેઠે પોતાના સમગ્ર શરીર વડે વિચાર કરતા હશે. તેઓ પોતાના હાથ વડે થતા કામમાં આનંદ માણતા હશે, તથા કામકાજ કરતા હોય કે રમત કરતા હોય તોપણ આખા દિવસ દિવ્ય ગતિએ ચાલતા હશે. તેમનું જ્ઞાન માત્ર સાંભળેલી વાતોનું બન્યું નહીં હોય. તેઓ હંમેશ ‘ ઉન્નત અવસ્થા ’માં જ રહેતા હશે. સ્પેન્ગલરે ભાખેલાં હીન અવસ્થાવાળાં ટોળાં, કે જે આપણી સંસ્કૃતિના વિનાશરૂપ નીવડવાનાં છે, તે દેખાતાં બંધ થશે. આજકાલ એ પદ્ધતિથી આપણે ઘણા દૂર છીએ.

મને ખબર છે કે, મેં એ પદ્ધતિનું જે લક્ષણ બાંધ્યું છે — કે એનો પાયો શારીરિક ખિલવણી હશે અને અંતિમ લક્ષ્ય કળા હશે, — તે વિષે ભારેમાં ભારે ગેરસમજ થવાનો સંભવ છે. કોઈના મનમાં તેનાથી એવું દૃશ્ય જ ખડું થવાનું કે, તે પદ્ધતિમાં પ્રાથમિક ભૂમિકા વખતે લોકો મલખમ ઉપર ગુલાંટો ખાતા હશે, અને અંતિમ ભૂમિકાને વખતે બારીક કોતરકામ કરતા હશે. હું જો બીજા કોઈ સામાન્ય વર્ગને આ શબ્દો સંબોધતો હોત, તો તો મારે સમજાવવું પડત કે મારા કહેવાનો અર્થ એ નથી. પરંતુ તમારા જેવા શ્રોતાજનોને[1] સંબોધતી વખતે એવી સમજૂતીઓ આવશ્યક હોવી ન જોઈએ.

૧. આ વ્યાખ્યાન જૅક્સે “ મૉડર્ન ચર્ચમેન્સ કૉનફરંસ ” આગળ ઈ. સ. ૧૯૩૦માં આપ્યું હતું.

## ૧૨

# કેળવણીખાતું: રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય

જે લોકો વિશ્વાસપૂર્વક એવા સમયની રાહ જોઈ રહ્યા છે, કે જ્યારે કેળવણી ઘણા વિસ્તૃત અર્થમાં દરેક સુધરેલા સમાજનું પ્રધાન લક્ષબિંદુ બનશે, એ લોકોના વર્ગનો હું છું. તેમની સંખ્યા નાની છે કે મોટી તે હું નથી જાણતો, પણ તે વધતી જાય છે એટલું હું જાણું છું. અત્યારે સમાજનું પ્રધાન લક્ષ કેળવણી નથી એ કહેવાની જરૂર નથી. અત્યારની ઘડીએ તો આર્થિક અને રાજકીય બાબતો સમાજનાં પ્રધાન લક્ષ બની રહી છે, અને કેળવણીની સ્થિતિ તો તેમના ખંડિયા જેવી અથવા તેમની પાછળ ફરનારા ઉપગ્રહ જેવી છે. આર્થિક અને રાજકીય બાબતોની વિરુદ્ધ મારે કાંઈ કહેવાનું નથી; તે બાબતો ભારે અગત્યની છે તથા સાચી છે, અને હંમેશ તેવી રહેવાની પણ છે. પરંતુ તે ગમે તેટલી સાચી કે અગત્યની હોય, પરંતુ સમાજના જીવનને કાયમને માટે છાઈ દેવાનો તેમને કશો અધિકાર નથી. કોઈ સુસંગઠિત રાજ્યતંત્રમાં તેમની સ્થિતિ શિક્ષક અને શિષ્યના કામ સાથે બહુ બહુ તો સમાન દરજ્જાની હોય.

આજની પરિસ્થિતિ, કે જેમાં કેળવણીને રાજકીય કે આર્થિક આવશ્યકતાઓની આગળ 'જીલબ્બે' કરતા ફરવું પડે છે, તથા તેમના ભાણામાંથી જે કણ વેરાય તેમના વડે જ સંતોષ માનવો પડે છે, તેને બદલી શકવાની આપણી શક્તિ ઉપર જ સંસ્કૃતિનું ભાવી પણ તોળાઈ રહ્યું છે, એમ કહેતાં મને જરાય આનાકાની થતી નથી.

ભવિષ્યમાં સ્થપાવાની સમાજવ્યવસ્થામાં, અથવા તો એવો સમાજ કે જે સ્થપાય તે માટે આપણે આશાભર્યા પ્રયત્નશીલ થઈ શકીએ તેમાં, કેળવણી એ રાષ્ટ્રની ગૌણ કે ખંડિયા વસ્તુ નહીં રહે, પણ તેનાં બીજાં અનેક પ્રયોજનોમાં સમાન ભાગીદાર બનશે. આજનો શિક્ષક એ આવતી કાલનો રાજપુરુષ બનશે; પરંતુ તે આજના કરતાં જુદી જાતનો રાજપુરુષ હશે અને જુદી જાતના રાજ્યતંત્રમાં પોતાનું કામ કરતો હશે. તેનું દૃષ્ટિબિંદુ વિસ્તૃત હશે, તેનું લક્ષ દૂરગામી હશે, તેની ભાવના વધુ માનવતાપૂર્ણ હશે, અને તેના હાથ નીચેનું તંત્ર પણ તેના પ્રયોજન માટે આજ કરતાં વધુ કાર્યક્ષમ હશે. આજના રાજપુરુષોને ઉતારી પાડવાનો મારો હરગિજ ઇરાદો નથી. તેમને પણ અતિ વિકટ મર્યાદાઓ હેઠળ, અતિ ગૂંચવણિયા સામાજિક પરિસ્થિતિમાં, તથા હજી કાચી દશાની સામાજિક તંત્રરચનાઓ વડે પોતાનું કામ કરવું પડે છે. પરંતુ આજના તંત્ર હેઠળ જે 'સારામાં સારું' કરી શકાય તેમ છે તે, નૈતિક વિનાશ તરફ ધસતી આજની આપણી દુનિયા માટે 'સહેજ ઉપયોગી' પણ કહી શકાય તેવું નથી. જ્યાં સુધી રાજકીય અને આર્થિક બાબતો પ્રધાન રહેવાની, ત્યાં સુધી બાકીની બધી બાબતોએ તેમને જ માગ આપ્યા કરવો પડવાનો; ત્યાં સુધી આપણે માની પણ લેવાનું કે, હજારો વર્ષથી ચાલતું આવ્યું છે તેમ માણસજાત માટે નસીબમાં અંધેર અને કલહ જ ચોંટેલાં રહેવાનાં. આપણે મનફાવતી રીતે રાજદ્વારી ચોકઠાં ગોઠવીએ; આપણે તેમનો રાષ્ટ્રસંઘ બનાવીએ, કે તેમનું જૂના નમૂના પ્રમાણે એક વિશ્વ-રાજ્ય બનાવીએ; આર્થિક ચોકઠાં પણ આપણને ફાવે તેમ સમાજવાદની રીતે કે વ્યક્તિવાદની રીતે ગોઠવીએ; પણ જ્યાં સુધી તેઓ માત્ર રાજકીય કે માત્ર આર્થિક ચોકઠાં રહેશે, ત્યાં સુધી આપણે આગળ વધી શકવાના નથી; પરંતુ આજે જે અનિષ્ટો સુધારવા આપણે પ્રયત્ન કરના

હોઇશું, તેમને જરા બીજી ભૂમિકાએ ફરી સ્થાપિત કરીશું, એટલું જ. માણુસજાતનું ઉજ્જવળ ભાવી એ દિશામાં ગયે નથી પ્રાપ્ત થવાનું. એ ભાવી તો એક નવી શોધાયેલી દુનિયામાં રહેલું છે, જેના કિનારા ઉપર શિક્ષકે હજુ હમણાં જ ઉતારો કર્યો છે. એ નવી દુનિયાને હજુ તો કિનારે જ આપણે ઊભેલા છીએ; તેમાં ન કલ્પી શકાય તેવી સમૃદ્ધિ વણશોધાયેલી પડેલી છે. ત્યાં આપણી સામે, માણુસની કલ્પનાએ કદી ન જોયેલું એવું, સિદ્ધિ માટેનું, ઉચ્ચ સાહસો માટેનું, અને સર્જન માટેનું એક મહાન રોમાંચકારી ક્ષેત્ર પથરાયેલું પડેલું છે. તેનાં પરિપક્વ ફળ જ્યારે સમય જતાં મળવા લાગશે, ત્યારે માનવજાતનું નસીબ ફરી જશે.

પોતાનાં પ્રજાજનોની કેળવણી માટે — એ શબ્દના વિસ્તૃતમાં વિસ્તૃત અર્થ પ્રમાણેની કેળવણી માટે — રચવામાં આવેલા રાજ્યતંત્રની કલ્પના આપણને ચોંકાવનારી ભલે લાગે, તે અપૂર્વ તો નથી જ. પ્લેટોએ પોતાના ગ્રંથ* 'લૉઝ'માં કેળવણીના મુખ્ય પ્રયોજન ઉપર રચાયેલા રાજ્યતંત્રનો ખ્યાલ એટલી વિગતથી રજૂ કર્યો છે કે, તે આપણા આધુનિક જીવનને પણ ઘણાં સ્થળોએ સ્પર્શ કરે છે. એ ગ્રંથમાં વર્ણવેલ રાજ્યવ્યવસ્થાનું વિશિષ્ટ લક્ષણ એ છે કે, તેમાં કેળવણીનો પ્રધાન રાજ્યના વડા પ્રધાનનું પદ ભોગવે છે. તેને તે સ્થાને મૂકવાનું કારણ એ છે કે, જે બાબતો માટે તે જવાબદાર છે, તે બાબતો તો આખા સમાજની સુસ્થિતિ માટે ખીલડારૂપ છે. યુદ્ધમંત્રી, નાણાંમંત્રી, વેપારમંત્રી, આ કે તે બાબતના બીજા નિયામકો,—અરે, સ્વયં પરદેશખાતાનો મંત્રી પણ કેળવણી-પ્રધાનની આસપાસ જ ફર્યા કરે છે. તે પ્રધાન જ આખા રાગનો મુખ્ય સૂર કાઢે છે, અને

* તે ગ્રંથ તેના છેવટના તથા સૌથી વધુ પરિપક્વ ગ્રંથોમાંનો એક છે, પણ તેની યોગ્યતાની દૃષ્ટિએ જોતાં પ્લેટોના અભ્યાસીઓને પણ તે પૂરતો જાણીતો નથી.

આખો સાજ તેની આસપાસ જ ગોઠવાય છે. સમાજની તિજોરી ઉપર પણ તેનો જ દાવો સૌથી પહેલો છે. યુદ્ધમંત્રીની યોજનાઓને બની શકે તેટલી પોતાની યોજના અનુકૂળ કરવાને બદલે યુદ્ધમંત્રીને પોતાની યોજનાઓ તેની યોજનાને અનુકૂળ બનાવવી પડે છે. ઉપરાંતમાં કપરામાં કપરી શિક્ષાઓની ધાક હેઠળ તેને પોતાનો બધો સમય, વિચાર, અને શક્તિ પોતાના કામકાજને અર્પવાં પડે છે. તેના ઊંઘના કલાકો પણ ઓછામાં ઓછા કરી નાખવામાં આવેલા છે; કારણ કે તે તો આખા રાષ્ટ્રનો ચોકીદાર કૂતરો છે. જ્યારે બીજાઓની આંખો મીંચાઈ હોય, ત્યારે તેણે પોતાની આંખો ઉઘાડી રાખવાની છે, તથા સાવધાન અને સાવચેત રહેવાનું છે. આ અમૂલ્ય માણસની શક્તિઓ રાજકીય જીવનની બીજી સામાન્ય ધાંધલમાં કોઈ પણ કારણે વેડફાઈ જવી ન જોઈએ.

હવે જો તમે પ્રશ્ન પૂછો કે, તે પ્રધાન શું કામ કરતો હોય છે? તો તેનો જવાબ એવો તો નહીં જ મળે કે, તે કોઈ હડતાળની સમાધાની કરતો હોય છે, કે કોઈ બળવાખોર સંસ્થાનને શાંત પાડતો હોય છે, અથવા પોતાના હોદ્દા સાથે સંબંધ વિનાની બાબતો ઉપર ભાષણો આપતો હોય છે, અથવા તો પોતાના પ્રધાનમંડળને કોઈ મુશ્કેલીમાંથી લૂગડાં સંભાળી નીકળી જવામાં મદદ કરતો હોય છે. કારણ કે, એ કાંઈ તેનાં કામ નથી. તેનું કામ તો નાગરિકોના ચિત્ત અને ચારિત્ર્ય સાથે છે; અને એ જ વસ્તુઓ સામ્રાજ્યની મુખ્ય મૂડીરૂપ છે. એણે પોતાના તે કામને વળગી રહેવાનું છે; તેને જ તેણે પોતાનો બધો સમય અને પોતાનું સઘળું લક્ષ અર્પવાનું છે. દરેક પ્રસંગે તથા રાષ્ટ્રીય કટોકટીની દરેક વેળાએ તેણે પોતાના કામની અગત્ય સ્થાપિત કરવાની છે. અને ગમે તેવાં તોફાન ઊપડે, પણ પોતાના ધ્વજને અણનમ રાખવાનો છે. કારણ કે, જો તે નિષ્ફળ ગયો, તો બાકાનું બધું

જરૂર ખરાબે ચડવાનું. બાંધછોડ જરૂર કરવી પડશે, પણ તે બધીનું કેંદ્ર કેળવણીનો પ્રધાન હોય, નહીં કે યુદ્ધપ્રધાન કે નાણાંપ્રધાન કે વિદેશમંત્રી. બીજી વસ્તુઓને થોડી ગૌણ કરી શકાય, પણ તેના કામને તો કદી નહીં! પ્લેટો કહે છે, માણસ 'એક પાળેલા પશુ જેવું પ્રાણી છે.' પરંતુ જો તેને સાચી કેળવણી મળી હોય અને તેનું ચિત્તતંત્ર વ્યવસ્થિત થયું હોય, તો તે સૌથી વધુ દિવ્ય અને માયાળુ પ્રાણી થઈ શકે છે. પરંતુ જો તેને યોગ્ય રીતે કેળવ્યો ન હોય કે ખરાબ રીતે કેળવવ્યો હોય, તો તે ધરતીમાતાનું જંગલીમાં જંગલી સંતાન નીવડે. તેથી કેળવણીખાતાના પ્રધાનને જ વડોપ્રધાન બનવા દો! એ વીર વિચારકનો એવો મહાન આદેશ છે.

પરંતુ આ જાતના કેળવણી-રાજ્યની કલ્પના આજે વ્યવહારુ છે ખરી? તે કલ્પનામાં ફેરફારો કર્યા સિવાય આજે તેને વ્યવહારુ તરીકે આપણે સ્વીકારી શકીએ કે કેમ, તે વિષે મને શંકા છે. પ્લેટોના જમાનાનાં સીધાંસાદાં સમાજ-બંધારણોમાં તે અમલમાં મૂકી શકાય તેમ હોય તોપણ, તેથી એ સિદ્ધ નથી થતું કે, અત્યારનાં વર્તમાન જટિલ સમાજતંત્રોમાં તેને લાગુ કરી શકાય. પરંતુ, આપણે એવો દાવો ભલે ન કરીએ કે, કેળવણીએ રાષ્ટ્રની બીજી બધી બાબતો ઉપર પ્રાધાન્ય ભોગવવું જોઈએ, તોપણ આપણે એટલું જરૂર ભારપૂર્વક કહી શકીએ કે, તેના ઉપર બીજા કશાયે પણ પ્રાધાન્ય ન ભોગવવું જોઈએ. રાષ્ટ્રની બીજી બધી બાબતે સાથે તેને સમાન ભાગીદારનું સ્થાન તો મળવું જ જોઈએ.

હું એવો આગ્રહ નથી રાખતો કે, શિક્ષકે રાજકીય કે નાણાંકીય પ્રધાનો ઉપર સરમુખત્યારી ભોગવવી જોઈએ; પરંતુ રાજકીય કે નાણાંકીય પ્રધાનોએ એકલા કે ભેગા મળી શિક્ષકને પોતાની યોજનાઓના સોગઠા તરીકે તો નહીં જ ગણવો જોઈએ, એવો મારો જરૂર આગ્રહ છે. જ્યાં જ્યાં શિક્ષક ઉપર આવે

કાબૂ હોય છે, ત્યાં એવડું નુકસાન થયા વિના રહેતું નથી. તેનાથી કેળવણીના કામને નુકસાન પહોંચે છે, અને કેળવણીને થયેલું નુકસાન રાજકીય ક્ષેત્રમાં કે આર્થિક ક્ષેત્રમાં પણ દેખાયા વિના રહેતું નથી. કેળવણીનું કામ જ એવું છે. તેને સૌથી પ્રથમ પોતાના ક્ષેત્રમાં સરમુખત્યારી હોવી જોઈએ. બીજી બાબતોને પણ ભલે પોતપોતાનાં ક્ષેત્રમાં સરમુખત્યારી હોય. અને એ બધી જ બાબતો સંગઠિત કાર્ય કરે એવી યોજના માણસની બુદ્ધિ સહેજે વિચારી શકે. જે કેળવણી રાજકીય ઊથલપાથલોનું કે તાત્કાળિક આર્થિક આવશ્યકતાઓનું સોગઠું બનવા કબૂલ થાય, અને છતાં પોતાને કાંઈ નુકસાન થતું નથી એમ માને, તે કેળવણી બહુ ક્ષુદ્ર વસ્તુ હોવી જોઈએ, અથવા નામની જ કેળવણી હોવી જોઈએ. કેળવણી વિષે તમે અધૂરો ખ્યાલ બાંધો, તેને તમે માત્ર ઉપર ઉપરના ઓપની ચીજ માનો, તેને એક વિલાસની ચીજ માનો, તેને સ્ત્રીપુરુષને ફુરસદના સમય માટે થોડી ઘણી સંસ્કારિતા આપનારી વસ્તુ માનો, તેને અમુક જાતના રાજતંત્રને દૃઢ બનાવવા માટેની રાજકીય યુક્તિ ગણો, તેને છોકરાઓ અને છોકરીઓને દેશના ઉદ્યોગધંધાને આવશ્યક એવાં કુશળ યંત્રો બનાવી દેવાની આર્થિક યુક્તિ ગણો, અથવા તેને જીવનના શરૂઆતના ભાગમાં જ — છોકરો ચૌદ વર્ષનો થાય કે ૨૧ વર્ષનો જુવાન થાય ત્યારે — અટકી જનારી ક્રિયા માનો, તો તેને સામાજિક તંત્રનું એકાદ ગૌણ અંગ બનાવવામાં રહેલી અર્થહીનતા, અરે અત્યાચાર તમને નહીં સમજાય.

પરંતુ તેની દીર્ઘતા અને વિસ્તાર લક્ષમાં લઈને તેના સાચા સ્વરૂપનો વિચાર કરો — તેને જીવનપર્યંત લંબાતી માનો, તેને બધા ધંધાઓનું રહસ્ય માનો, તેને મજૂરી સાથે લગ્નસંબંધથી જોડાયેલી માનો — (ભલે પછી તે મજૂરી માથાની હોય કે હાથની હોય), દરેક માણસને જે કામ કરવાનું છે તથા

જે જીવન જીવવાનું છે, તેને વધારે સારી રીતે કરતાં કે વધારે સારી રીતે જીવતાં શીખવનાર વસ્તુ માનો, માણસના મન અને ચારિત્રના તમામ વિકાસને વ્યાપતી માનો, તેની પ્રવૃત્તિઓના તમામ ક્ષેત્રને આવરતી માનો, તો પછી તેને પોતાના ક્ષેત્રમાં સંપૂર્ણ સ્વતંત્ર રહેવા દેવી જોઈએ, તેની કોણ ના પાડશે? તેના જીવનનો પ્રાણ જ સ્વતંત્રતા છે; તેને બીજા કોઈ પ્રયોજનની ગુલામી કરતી રખાય જ નહીં.

આ અર્થમાં પ્લેટોએ કલ્પેલા કેળવણી-રાજ્ય પાછળનો સિદ્ધાંત પૂરેપૂરો સાચો છે. કેળવણીને પોતાના ક્ષેત્રમાં સર્વ-સત્તાધીશ રાખવી જોઈએ. પરંતુ આપણે બધા જાણીએ છીએ કે હાલની ઘડીએ તે તેવી નથી. તેને બીજી ઘણી વિજાતીય વસ્તુઓ સાથે મિશ્રિત કરી દેવામાં આવી છે, તથા પોતાના ક્ષેત્રથી પર એવી બીજી કેટલીય આવશ્યકતાઓની તાબેદારી ઉઠાવતી રાખવામાં આવી છે. તેનું નિયંત્રણ તેણે પોતે ન ઉપજાવેલી પદ્ધતિઓથી થાય છે, તથા તેના નિયંતાઓ પણ એવા પુરુષો છે કે જેમને પોતાની સેવાઓ બીજી બાબતોની વ્યવસ્થાને અર્થે ઘણી વાર અર્પી દેવી પડે છે. કેળવણીને દરેક જણ વિજ્ઞાનશાસ્ત્ર તેમ જ કળા કહેવા તૈયાર થશે. પરંતુ કોઈ પણ કળા કે કોઈ પણ શાસ્ત્ર, આપણે ત્યાં જે જાતનો મિશ્રિત અધિકારીવર્ગ કેળવણીનું નિયંત્રણ કરે છે, તે જાતના અધિકારીવર્ગ હેઠળ પોતાનું કામ કરી શકે તથા છૂટથી પોતાનું સ્વત્વ ખીલવી શકે, એવું તમે કોઈ દિવસ સાંભળ્યું છે? અત્યાર સુધી આ બધાં નિયંત્રણો હેઠળ પણ જે કાંઈ સિદ્ધ થયું છે, તેને જરૂર એક આશ્ચર્ય જ ગણવું જોઈએ. પરંતુ જ્યારે સર્જક વિચાર પૂરેપૂરો છૂટો હોય, જ્યારે પ્રયોગની સ્વતંત્રતા અબાધિત હોય, તથા જ્યારે કેળવણી પોતાનું સાંસ્થાનિક સ્વરાજ ભોગવતી હોય, — કે જે ભોગવવાનો તેનો હક પણ છે તથા તે હક તેને જરૂર મળવાનો છે, —

ત્યારે જે પારણામો આવશે, તેની તુલનામાં તો તે નહિ જેવું છે.

સાંસ્થાનિક સ્વરાજ્યનો ખ્યાલ રાજકીય ક્ષેત્રમાં ઘણા લાંબા વખતથી જાણીતો છે, તથા હાલમાં આયર્લૅન્ડ તથા હિંદુસ્તાનના સંબંધમાં તે વધુ આગળ આવ્યો છે. આપણે તો તે ખ્યાલને તેથી પણ આગળ ધપાવી એક "સ્વતંત્ર રાજ્ય" ('ફ્રી-સ્ટેટ')નો ખ્યાલ ઊભો કર્યો છે, કે જે બીજાં તેવાં જ સ્વતંત્ર રાજ્યો સાથે મળી એક બ્રિટિશ 'કૉમનવેલ્થ' — સહિયારું સમૂહતંત્ર — બને. હું પૂછું છું કે, જે યુગમાં 'હોમ-રૂલ'ના કટ્ટર વિરોધીઓનો પણ એવો હૃદયપલટો થઈ શક્યો કે જેથી તેઓ આયર્લૅન્ડને બ્રિટિશ સામ્રાજ્યમાં એક 'સ્વતંત્ર રાજ્ય' (ફ્રી-સ્ટેટ) બનાવવાનું સ્વીકારી શક્યા, તે યુગમાં તેવા જ મહાન રાજકીય નેતાઓ એક દિવસ કેળવણીને સાંસ્થાનિક સ્વરાજ્ય આપવાનો ખરડો ઘડવા બેઠા હશે એવું કલ્પવું અશક્ય છે? સમાજના શિક્ષકો શું એવાં જોખમભરેલાં પ્રાણીઓ છે કે જેથી તેમને પોતાના ક્ષેત્રમાં થોડીક સ્વતંત્રતા ન આપી શકાય? દશ વર્ષ પૂર્વે આપણને કોઈએ કહ્યું હોત કે, પેલા કટ્ટર નાકેરવાદીઓ કે, જેમનાં નામ મારે આપવાની જરૂર નથી, તેઓ આયર્લૅન્ડના 'સ્વતંત્ર રાજ્ય'નું બંધારણ એક દિવસ મંજૂર રાખશે, તો આપણે શું કહેત? આપણે એમ જ કહેત કે એ વાત ન માની શકાય તેવી છે. પણ એ વાત બની છે. આપણને કહેવામાં આવે છે કે, આયર્લૅન્ડની પોતાની એક વિશિષ્ટ પ્રતિભા છે, અને તેને બ્રિટિશ સામ્રાજ્યની અંદર રહીને પોતાને માર્ગે ખીલવવા માટે સ્વતંત્રતા આપવી જોઈએ. તો પછી કેળવણીને એવી પોતાની કોઈ ખાસ પ્રતિભા નથી, કે જેને ખીલવવાની જરૂર છે અને જે ખીલવવા તે ઇચ્છે પણ છે? પરંતુ જ્યાં સુધી તેનાં હિતો યુદ્ધખાતાની કચેરીનાં, વિદેશખાતાની કચેરીનાં, તથા વેપાર-ખાતાની કચેરીનાં કામકાજ સાથે, તથા નવી ચૂંટણી થાય

ત્યારે જુદા જુદા પક્ષોની ચૂંટણીની મુશ્કેલીઓ સાથે એક પોટલામાં બાંધી રાખવામાં આવે, ત્યાં સુધી તે હરગિજ તેમ ન કરી શકે.

આજના કેળવણીખાતાના પ્રધાનને એવી બધી વાતો સાથે ઓછો સંડોવવામાં આવે, અને તેને ભલે ઇંગ્લંડનો વડો પ્રધાન ન બનાવવામાં આવે, પરંતુ કેળવણીકારોના વર્ગનો વડો પ્રધાન બનાવવામાં આવે, કે જે વર્ગ તેના બીજા રાજકીય અને આર્થિક ભાગીદારોની સાથે સાથે સાંસ્થાનિક સ્વરાજ્ય ભોગવતો હોય, તો તેની કાર્યક્ષમતાને હાનિ પહોંચે ?

પણ એ બધું ક્યારે બનશે ? એની ચોક્કસ તારીખ તો હું ન આપી શકું. પણ સામાન્ય રીતે એટલું જરૂર કહી શકાય કે, આમજનતા કેળવણી પ્રત્યેની અત્યારની તેની બેદરકારી ખંખેરી નાખે, અને કેળવણી શું છે તથા તેનો અર્થ શો છે તે સમજી જાય, ત્યારે તે અચૂક બનશે જ.

પણ જનતાની એ બેદરકારી શી રીતે દૂર કરવી ? તેના ઘણા માર્ગો સૂચવવામાં આવ્યા છે : જેમ કે, દેશભરમાં એક વ્યાખ્યાન-યાત્રા ગોઠવવી, ચૂંટણી વખતે ઉમેદવારોને ધમધમાવવા, માબાપોને નિવેદન કરવું, મજૂરપક્ષને નિવેદન કરવું, સ્ત્રીઓ મારફત કામ કરવું, સત્તામાં આવેલી સરકારને બિવરાવવી, પાર્લામેન્ટના સભ્યોના મર્મસ્થાન ઉપર — તેમની બેઠકની સહીસલામતી ઉપર હલ્લો કરવો, ઇ૦. આ બધા માર્ગો અમુક હદ સુધી ઉપયોગી છે. પરંતુ બીજો એક માર્ગ પણ છે. બાળકો દ્વારા જ એ કાર્ય કેમ શરૂ ન કરવું ? દરેક શિક્ષકને હું કહું કે, ‘ અધિકારી વર્ગ તમારા ઉપર ગમે તેટલી મુશ્કેલીઓ વરસાવતો હોય છતાં તમે તમારી શાળાને — ભલે તે પ્રાથમિક હોય કે માધ્યમિક હોય — એવી ઉત્તમતાએ લાવી મૂકવાનું લક્ષ રાખો કે જેથી દરેક વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીને શાળા છોડવાનો દિવસ પોતાના જીવનનો કારમો દિવસ લાગે. તમારા

વિદ્યાર્થીઓને શાળા છોડવાનું ન ગમે તેવું કરો. જ્યારે તેમનો શાળા છોડવાનો દિવસ આવે, ત્યારે તેમને ઓલીવર ટ્વીસ્ટની[૧] પેઠે 'વધારે'ની માગણી કરતા બહાર મોકલજો, — શાળાનું ભોજન બહુ ઓછું હતું તે કારણે નહીં, પણ તે બહુ સારું હતું તે કારણે. માબાપો ઉપર તેમનાં બાળકો દ્વારા હલ્લો કરો; આમજનતા ઉપર બાળકો દ્વારા હલ્લો કરો; કદી ન ભૂલતા કે બાળકો જ ભવિષ્યની આમજનતા છે. સાથે સાથે એટલું પણ યાદ રાખજો કે, 'વધારે'ની માગણી કરતું જે એક એક બાળક શાળા છોડીને જશે, તે કેળવણીનો પક્ષકાર બનશે, અને તેથી ઊલટી મનોદશામાં જે બાળક શાળામાંથી બહાર પડશે, તે વિરોધપક્ષમાં ભળનારું જોખમકારક બળ નીવડશે.

પરંતુ હું એમ માનું છું કે, કેળવણી પ્રત્યે આમજનતાની બેદરકારી વિષે કાંઈક અતિશયોક્તિ કરવામાં આવે છે, તથા તેને યથાર્થ સમજવામાં પણ નથી અવતી. વિચારવંત કામદારોનું આ બાબતમાં શું સાચું વલણ છે, તે સમજવાને મેં પ્રયત્ન કર્યો છે, તો મેં જોયું છે કે, અપવાદ વિના દરેક જણ કેળવણીનો કટ્ટર પક્ષકાર હોય છે. પરંતુ અત્યારે કેળવણીને નામે તેમને જે કાંઈ આપવામાં આવે છે, તથા અત્યારે જે રીતે કેળવણીનું નિયંત્રણ તથા સંચાલન થાય છે, તે પ્રત્યે તેને કશી ઉત્કંઠા હોતી નથી. તેમ જ એ બધા પાછળના હેતુ વિષે પણ તે સાશંક હોય છે. તે જુએ છે કે, અત્યારની કેળવણીમાં કેળવણી સાથે લેવાદેવા વિનાની બીજી અનેક બાબતોની ભેળસેળ કરી દેવામાં આવી છે. કેળવણીની આવશ્યકતા વિષે તમે જે કાંઈ કહો તે બધું તેને મંજૂર છે, તથા તેની આવશ્યકતા વિષે તેને ઉપદેશ આપનારાઓ

---

૧. તે નામની ડીકન્સની નવલકથામાં આવતું, અનાથાલયમાં રહેતા એક ભૂખે મરતા બાળકનું કરુણ પાત્ર.

કરતાં પણ તેને માટે તે કદાચ વધારે ભૂખ્યો હોય છે; પરંતુ કેળવણીની અત્યારની પ્રચલિત પદ્ધતિ તરફ તે કાંઈક અવિશ્વાસની નજરે જુએ છે. તે કહે છે કે, "અમે જે જીવન જીવીએ છીએ તેમાં તેનાં મૂળ નથી. તે અમારી આવશ્યકતાઓ સાથે અસંગત છે, તેને ઘડવામાં અમારો કાંઈ હાથ નથી, તે શાસક વર્ગનું સર્જન છે, તે તેમનાં સ્થાપિત હિતોને ટેકો આપે છે, અને તેમના પૂર્વગ્રહોને મૂર્તિમંત કરે છે. એ સંસ્કારિતા અમારે માટે વિજાતીય છે, તથા અમારી જાતને સમજીએ છીએ તેના કરતાં અમને વધુ સારી રીતે સમજવાનો દાવો કરનારા લોકોએ અમારી ઉપરવટ તે ઠોકી બેસાડેલી છે."

આ લાગણી આપણે શી રીતે દૂર કરી શકીએ ?

પ્રથમ તો આપણે આપણા સિદ્ધાંત તેમ જ વ્યવહારમાંથી કેળવણી વિષેનો એવો ખોટો ખ્યાલ દૂર કરવો જોઈએ કે, તેના ત્રણ હિસ્સા છે — મજૂરો માટે પ્રાથમિક કેળવણી, મધ્યમ વર્ગ માટે માધ્યમિક કેળવણી, અને તવંગર તથા સંસ્કારી વર્ગ માટે ઉચ્ચ કેળવણી. ઉચ્ચ કેળવણીનાં મૂળ પણ માધ્યમિક અને પ્રાથમિક શિક્ષણમાં હોવાં જોઈએ એટલું જ નહીં, પણ માધ્યમિક અને પ્રાથમિક શિક્ષણે પણ શરૂઆતથી જ ઉચ્ચ કેળવણી તરફ પોતાના અંતિમ ફળ તરીકે જોવું જોઈએ. એ ત્રણેને એક જ અખંડ એકમના ત્રણ હિસ્સા ગણવા જોઈએ. જેમ જેમ આપણે ઉચ્ચ કક્ષાઓને નીચેની કક્ષાઓ સાથે જોડતા જઈશું, તેમ તેમ કેળવણી અમુક વર્ગની પેદાશ મટી જશે; તથા એક વર્ગને બીજા વર્ગથી જુદા પાડનાર શ્રેષ્ઠતાનું ચિહ્ન બનવાને બદલે, બધા વર્ગોને એકઠા જોડનારી સાંકળરૂપ બનશે. વર્ગવિગ્રહો ઊભાં કરનાર ઝનૂનને તથા ગેરસમજને શાંત કરનાર એના જેવું બીજું સારું સાધન મળે તેમ નથી. ડહાપણભરેલી રીતે યોજેલ તથા સંચાલિત

કરેલ કેળવણી તો સામાજિક જીવનમાં જુદા જુદા વિરોધો અને ભેદો મટાડનાર વસ્તુ થઈ પડે.

તેનો બીજો ઉપાય મેં આગળ જણાવી દીધો છે. હું ધારું છું કે, આપણામાંનો કોઈ અત્યારના જગતની રાજ્યવ્યવસ્થાથી સંતુષ્ટ નથી. પરંતુ અત્યારની પરિસ્થિતિમાં કેળવણીનું તંત્ર કેંદ્રિત રાજ્યતંત્રનાં ચક્રોમાં એટલું બધું ઊંડું ગૂંચવાઈ ગયેલું છે કે, રાજ્યતંત્રને જે જે વારાફેરા નડે, કે તે જે જે ભૂલો કરે કે જે જે અવિશ્વાસ જન્માવે, તેનું પ્રતિબિંબ તરત કેળવણીનાં હિતોને થતા સામા નુકસાનમાં પડે છે. શું એ એક વિચિત્ર વસ્તુ નથી કે, કેળવણીના પ્રધાને લાંબી યોજના તૈયાર કરી હોય તથા આખા જીવનનું કાર્ય બની શકે તેવું કાંઈક શરૂ કર્યું હોય, તેવામાં તેનો પક્ષ બદલાઈ જતાં તે પણ ચાલ્યો જાય અને તેની જગાએ બીજો કોઈક એવો આવે કે જેને તેના ખ્યાલોમાં કાંઈ રસ ન હોય? અને આ બધું પણ એટલા માટે જ બન્યું હોય કે, કેળવણી સિવાયની બીજી કોઈ— વિદેશોના સંબંધને લગતી કે કોઈ સંસ્થાનમાં થયેલી બાબતને કારણે, તેનો પક્ષ ઊથલી પડ્યો હોય. પેલો પ્રધાન પોતાના કામને માટે નાલાયક હોય તો તેને ગમે તે રીતે દૂર કરવો જોઈએ. પણ પોતાના પ્રધાનમંડળનો બીજો કોઈ વજીર તેના કામમાં નિષ્ફળ નીવડ્યો,— અને તેને કેળવણીના કામ સાથે કાંઈ લેવાદેવા ન હોય,— તે માટે કેળવણીના પ્રધાનને પણ જવું પડે, એ ભારે વિચિત્રતા છે. રાજ્યની તમામ બાબતોમાં કેળવણી જ એક એવી બાબત છે કે જેને રાજકીય પક્ષોના વારાફેરાની દયા ઉપર ન છોડવી જોઈએ. એ વ્યવસ્થાથી કેળવણીને નુકસાન થાય છે તથા તેનો વિકાસ અટકે છે એટલું જ નહીં, પણ મૂલ્યની દૃષ્ટિએ ઊતરતી ભૂમિકાવાળી વસ્તુઓ સાથેના તેના સંબંધને લઈને તે પોતે પણ વગોવાય છે, તેનું સાતત્ય ખંડિત થાય છે, અને તેનાં કાયમી મૂલ્યો પ્રત્યે દુર્લક્ષ થાય

છે. અને તેથી હું પાછી મારી મૂળ માગણી રજૂ કરું છું કે, કેળવણીને પોતાના ઘરમાં સ્વતંત્ર કરવી જોઈએ — તેને 'સ્વરાજ' આપવું જોઈએ.

અને એ મુદ્દા ઉપરથી હું બીજા એક મુદ્દા ઉપર આવું. એ મુદ્દો એટલો મોટો છે કે તેને બે-પાંચ લીટીમાં પતવવો અશક્ય છે; છતાં હું જે વસ્તુ ચર્ચી રહ્યો છું તેની સાથે તે એટલો ગાઢ રીતે સંકળાયેલો છે કે, તેને છેક જ પડતો મૂકી શકાય તેમ નથી. તે મુદ્દો તે 'રાષ્ટ્રસંઘ'નો છે. મારા જેટલી તીવ્રતાથી તે વસ્તુમાં કોઈ માનતું નહીં હોય. પણ પ્રજાઓના એ સંઘની સાચી શરૂઆત કેળવણીના ક્ષેત્રમાંથી થવી જોઈએ, નહીં કે રાજકારણ અને રાજકીય કાવાદાવાઓના ક્ષેત્રમાંથી. મારી એવી માન્યતા છે કે, જે ઘડીએ કેળવણીને રાજકીય બાબતોની ગૂંચવણોમાંથી મુક્ત કરી તેના પોતાના ક્ષેત્રમાં સ્વતંત્ર કરવામાં આવશે, તે ક્ષણે જ તેના આંતરરાષ્ટ્રીય સંબંધો એકદમ ઉપર આવવા લાગશે. એવા બાર-પંદર દેશો કલ્પો કે જેમાં કેળવણીને પોતાના ક્ષેત્રમાં સ્વતંત્ર કરવામાં આવી હોય. એ સ્વતંત્ર ક્ષેત્રના શિક્ષકો અને શિષ્યોમાં — અંગ્રેજ, ફ્રેંચ, જર્મન, અમેરિકન અને બાકીના તમામ — કાંઈ પણ પ્રયત્ન વિના પોતાની સ્વાભાવિક આંતરિક સ્ફુરણાથી એક સહકારી સંઘ ઊભો થવા માટે જોઈતી બધી સામગ્રી, બધાં બળ, અને તમામ સંજોગો મળી આવશે.

તેમના કામકાજની ખાસિયત જ તેમને આંતરરાષ્ટ્રીય સહકાર માટે પ્રેરશે. દરેક જણ જોઈ શકશે કે તેને બીજાઓ વિના ચાલે તેમ નથી. અત્યારે પ્રજાઓ એ વસ્તુ નથી જોઈ શકતી, કારણ કે તે બધી એકબીજા પ્રત્યે રાજકીય ચશ્માં મારફતે જુએ છે, અને તેમાંના ઘણાના કાચમાં તરડો પડેલી છે. કેળવણી એક વખત સ્વતંત્ર થઈ અને પોતાના પગ ઉપર ઊભતી થઈ, એટલે તરત તે એક આંતરરાષ્ટ્રીય સાહસ બની

જવાનું. એ સાહસમાં બીજાં સાહસ જેવાં આવેશ કે ઝનૂન નહીં હોય. અને હશે તો એટલાં જ કે જે તેના ઉચ્ચ સ્વભાવમાં જ અંતર્ગત હોય. તે સાહસ એવા ક્ષેત્રમાં ચલાવાતું હશે કે જેમાં લડાયક પરંપરાઓ નહીં હોય અને બીજાં હીન પ્રયોજનો અને હિતોની ડખલગીરીનો ભય નહીં હોય.

ધરતી ઉપરની પ્રજાઓનો એક સહકારી સમાજ કે માનવજાતનું વિશ્વવ્યાપી સહિયારું સામ્રાજ્ય ઊભું થવાનું પ્રારંભ-બિંદુ કેળવણીમાં જ રહેલું છે. પરંતુ તે કેળવણી એટલે એવી કેળવણી કે જેને જીવનની આવશ્યકતા ગણવામાં આવતી હોય, તથા સમાજની મિલકત ઉપર અન્ન, વસ્ત્ર અને રહેઠાણ જેટલી જ પ્રથમ હકદાર મનાતી હોય. એ કેળવણી તે રાજકીય બાબતોના રથને પૂંછડે બાંધવામાં આવેલી ગૌણ અગત્યની વસ્તુ નહીં, પણ રાજ્યતંત્રમાં પોતાનું કામ સ્વતંત્ર રીતે સંભાળતી વસ્તુ. પ્રજાઓ જે ભૂમિકાએ છૂટી પડી જાય છે, તે ભૂમિકાથી તે પર હોય; તથા જ્યાં બધાં માનવહિતો એકત્રિત થાય છે, તે ઉચ્ચભૂમિ ઉપર પોતાના સ્વાયત્ત અધિકારોમાં તે અચળ ઊભેલી હોય.

## ૧૩

# પ્રૌઢશિક્ષણ

કેળવણીની પદ્ધતિ અત્યારે છે તે કરતાં કાંઈક છેક જુદી જ દિશામાં ધીમે ધીમે બદલાતી જાય છે, એમાં શંકા નથી. અને પ્રૌઢશિક્ષણ કેળવણીની પદ્ધતિના બીજા ભાગો કરતાં પરંપરાને ઓછું વળગેલું હોવાથી, એ ફેરફારો કરાવવામાં અગત્યનો ભાગ ભજવશે એમ મને લાગે છે. કદાચ વિકાસનું પ્રારંભબિંદુ જ પ્રૌઢશિક્ષણવાળે છેડે દેખાશે. અત્યાર સુધી આપણે પ્રૌઢ શિક્ષણવાળાઓ પણ શાળા કે કૉલેજમાં ભણતા જુવાનિયાઓની આવશ્યકતા અનુસાર યોજાયેલા સિદ્ધાંતો અને પદ્ધતિઓ વડે જ કામ કરતા આવ્યા છીએ. પરંતુ આપણને દેખાતું જાય છે કે, આ પદ્ધતિઓ અને યોજનાઓ શરૂઆતની વયને માટે — કે જેને સારુ તે યોજવામાં પણ આવેલી છે — ગમે તેટલી અનુકૂળ હોય, પણ આપણે જે કામ કરીએ છીએ તેને, તથા જે લોકો સાથે આપણે કામ લેવાનું છે તેમને બહુ મર્યાદિત પ્રમાણમાં લાગુ પાડી શકાય છે. પ્રૌઢોના શિક્ષણમાં એવા કાંઈકની જરૂર હોય છે કે જેને માટે અત્યારે ચલાવવામાં આવતી બાળકની કેળવણી કશી તાલીમ નથી આપતી. તેથી પ્રૌઢોની કેળવણીનું આપણું કામ સફળ બનાવવું હોય, તો તેને માટે, બાળક તથા ઊગતા જુવાનની કેળવણીની ભૂમિકાઓએ જુદી જાતની તાલીમ અપાવી જોઈએ.

એવો ભય છે કે, યુનિવર્સિટીઓ દ્વારા પ્રૌઢો માટે ચલાવાતું ‘વિદ્યા-વિસ્તાર’નું કામ યુનિવર્સિટીમાં જ અપાતી

કેળવણીનું ખૂબ પાતળું કરેલું સ્વરૂપ જ બની રહે. એ તો ઉત્તમ શરબતને ખૂબ પાણી ઉમેરી જનસમુદાયને પીવા માટે કશા દમ વગરનું પાતળું પ્રવાહી કરી આપવા જેવું છે. છેલ્લાં થોડાં વર્ષથી આપણી આંખો ઊઘડવા લાગી છે કે, આ જાતનું પાતળું પાણી પ્રૌઢ વસ્તીના બહુ અલ્પ વિભાગને ભાવે છે; તેમ જ પ્રૌઢોને કેળવણી આપવાના એવા બીજા રસ્તા છે કે જે તેમને ગમે છે પણ ખરા, તથા જેનાં પરિણામ પણ વધુ સારાં આવે છે. દાખલા તરીકે, ઇંગ્લંડમાં તેમ જ અમેરિકામાં એમ માલૂમ પડ્યું છે કે, શાળા-કૉલેજોમાં અપાતા શિક્ષણ જેવું પુસ્તકિયા શિક્ષણ આપતા વર્ગો અને વ્યાખ્યાનમાળાઓ તરફ પ્રૌઢો જરાય ખેંચાતા નથી; પરંતુ જો કોઈ પ્રકારની વ્યવહારુ કુશળતા શીખવવાનો વર્ગ તેમની સામે રજૂ કરવામાં આવે છે, તો તેઓ ત્યાં ટોળાબંધ ચાલ્યા આવે છે. ઉપરાંત એ પણ જોવામાં આવ્યું છે કે, એક વાર જેઓ આ રીતે પોતાને ઉપયોગી એવું કરવાનું કાંઈક શીખવાનું શરૂ કરે છે, તેઓને પછી સહેલાઈથી બીજાઓએ કરેલી મહાન વસ્તુઓ નિરૂપિત કરનાર સાહિત્ય તરફ તથા તેવી બીજી માનસિક બાબતો તરફ વાળી શકાય છે.

જો યુનિવર્સિટી સાચે જ પોતાનો 'વિસ્તાર' કરવા ઇચ્છતી હોય, અને આપણા પ્રૌઢ જનસમુદાયના જીવનમાં પણ ચાલુ રહેવા માગતી હોય, તથા આપણાં મોટાં શહેરોને તેની અસર અને તેના આદર્શોથી તરબોળ કરવા માગતી હોય, તો તેણે અત્યારે છે તે કરતાં કોઈ જુદા જ પ્રકારની યુનિવર્સિટી બનવું જોઈશે. અને તે જ પ્રમાણે જે શાળાઓ એ યુનિવર્સિટીઓ સુધી પહોંચાડતી હશે, તેમણે પણ બદલાવું પડશે. સદ્ભાગ્યે શાળાઓ અને યુનિવર્સિટીઓ આપણી આવશ્યકતાઓનું દબાણ અનુભવતી જાય છે. તેઓ પણ ધીમે ધીમે બદલાતી જાય છે, અને તે એવી દિશામાં કે જેથી તેમનો

'વિસ્તાર' કરવાને અને તેમનું કામ ચાલુ રાખવાને પ્રૌઢ-શિક્ષણને ભૂતકાળ કરતાં વધુ સારી તક રહે.

હું જોઈ શકું છું ત્યાં સુધી, ત્રણ મોટા ફેરફારો થવા લાગ્યા છે, અને તેમાં પ્રૌઢશિક્ષણની અસર સ્પષ્ટ દેખાઈ આવે છે. તે ફેરફારો કેળવણીનું સ્થળ, કેળવણીનો સમય, અને કેળવણીમાં ભાગ લેનાર વ્યક્તિઓને લગતા છે.

### ૧. સ્થળ

આજની આપણી ચાલુ પદ્ધતિમાં કેળવણી એક અતિ મર્યાદિત સ્થાનિક પ્રક્રિયા છે. તેનું સ્થળ શાળા, કોલેજ, યુનિવર્સિટી, વર્ગનો ઓરડો કે વ્યાખ્યાનગૃહ છે. પરંતુ આપણો ઇરાદો તો કેળવણીની પ્રક્રિયાને આ વિશિષ્ટ સ્થળો, કે જ્યાં રહીને અત્યારે તે પોતાનું કામ કરે છે, તેમને એટલે સુધી વ્યાપક કરવાનું છે કે જેથી અંતે શહેર કે ગામડાંનું માનવ મજૂરીનું આખું ક્ષેત્ર જ કેળવણીનું મહાક્ષેત્ર કે રંગભૂમિ બની જાય. તે વસ્તુ સિદ્ધ થશે ત્યારે શાળાઓ-કૉલેજો-અને યુનિવર્સિટીઓ પહેલાં કદી નહીં ફૂલી-ફાલી હોય તેટલી ફૂલશે-ફાલશે, વર્ગમાં ભણનારા વધુ ઉત્સુક હશે, અને શિક્ષકો વધુ શક્તિશાળી હશે.

મારો કહેવાનો ઇરાદો હરગિજ એવો નથી કે, તે સમયે દરેક બારણામાં શિક્ષક પેસતો દેખાશે, અથવા તો જગતનો ઉદ્યોગધંધો કૉલેજના પ્રોફેસરો ચલાવતા હશે, અથવા તો દરેક નાગરિક બહાર નીકળશે એટલે તરત તેનું મન સુધારવાનો ધંધો લઈ બેઠેલા માણસો તેની આસપાસ ફરી વળશે. મારા કહેવાનો અર્થ એ છે કે, આપણે પ્રૌઢકેળવણીવાળાઓ જે સંસ્કૃતિ સ્થાપવા કામ કરી રહ્યા છીએ, તેમાં માનવ પ્રવૃત્તિનું દરેક ક્ષેત્ર સાથે સાથે જો કેળવણીનું પણ ક્ષેત્ર નહીં હોય, તો તેમાં કાંઈક બગાડ છે એમ માની લેવામાં આવશે; અને તે ક્ષેત્રોને જ સારાં તથા હિતકર માનવામાં આવશે કે જેમાં

સ્ત્રીઓ અને પુરુષો માનવ પ્રાણી તરીકે પોતાની સંપૂર્ણ ખિલવણી પામી શકે તે રીતે કેળવાતાં જતાં હશે.

## ૨. સમય

આટલું કેળવણીના સ્થળ વિષે. હવે સમય વિષેના બીજે પગથિયે આવીએ.

સોમાંથી નવ્વાણું માણસો કેળવણીને જીવનમાં એક થોડા સમય માટે આવી જતી ઘટના જેવી માને છે; અને તેટલો સમય પણ તે ધંધેદારી લોકો મારફત કરાતી ક્રિયા ગણે છે. ઘણા લોકો, નિશાળમાં ફરજિયાત ભણવાની ઉમર મોટી કરીને તથા યુનિવર્સિટી સુધી લઈ જાય તેવી નિસરણીઓ ઊભી કરીને તે સમયને લંબાવવાની તરફેણ કરે છે. પરંતુ જેઓ આ બધા સુધારાની વકીલાત કરે છે, તેઓ પણ કેળવણીને અમુક સમયે પૂરી થતી ઘટના જ માને છે. જેવી રીતે સ્થળ વિષેના આપણા ખ્યાલો, કેળવણીના ક્ષેત્રને, શિક્ષક કે પ્રોફેસર પોતાનું કામ કરતા હોય તે મકાનમાં જ મર્યાદિત કરી દે છે, તેવી જ રીતે સમય વિષેના આપણા ખ્યાલો કેળવણીને થોડાંક વર્ષો દરમ્યાન જ મર્યાદિત કરી દે છે, કે જે વર્ષો દરમ્યાન વિદ્યાર્થી પેલાં મકાનોમાં જતો આવતો હોય છે.

આ ખ્યાલ અનુસાર, આપણી અત્યારની પદ્ધતિ એ છે કે, વિદ્યાર્થીને અમુક હદ સુધી — અર્થાત્ યુનિવર્સિટીની પદવી તે મેળવી લે ત્યાં સુધી — કેળવવો. એટલું થાય, એટલે પછી આપણે તેને દુનિયામાં છૂટો મૂકી દઈએ છીએ અને એવી આશા રાખીએ છીએ કે, આપણે શીખવેલી વાતોનો તે સારામાં સારો લાભ ઉઠાવશે. તેના પદવીદાનના મેળાવડા વખતે આપણે તેને તે બાબત મમતાથી ઉપદેશ પણ આપીએ છીએ; પરંતુ એ આખા સમય દરમ્યાન આપણે એ મોટું જોખમ

ઉઠાવી રહ્યા હોઈએ છીએ કે, જગત સાથે તેનો પછી થનારો સંબંધ આપણું કર્યું કારવ્યું બધું નકામું કરી દેશે; આપણા શીખવ્યાનો મોટો ભાગ થોડા જ વખતમાં ન શીખવ્યો થઈ જશે, ભુલાઈ જશે, ખોટી રીતે અમલમાં મુકાશે કે હરગિજ નહીં મુકાય.

આ જગાએ સામો પક્ષ શી દલીલ આપશે તે હું જાણું છું. તે કહેશે કે, સાંસ્કારિક કેળવણી આખી જિંદગી સુધી ન ભૂંસાય તેવી અસર માણસ ઉપર મૂકતી જાય છે, ભલે પછી તેની કશી નિશાની બહાર દેખાતી ન હોય. પરંતુ એ બધું યથોચિત પ્રમાણમાં સ્વીકારીએ તોપણ, આપણે આ કેળવણી પાછળ જે પરિશ્રમ ઉઠાવીએ છીએ તેનો મોટો ભાગ નિરર્થક જાય છે, એ વાત ખોટી છે શું?

આપણે કેળવણીકારો આપણું કામ પૂરું કરી વિદ્યાર્થીઓને જે જગતમાં છૂટા મૂકીએ છીએ, તે જગતની અસરો આપણે કરેલા કામને આગળ ચલાવવાને બદલે ભૂંસી નાખનારી હોય છે. આપણા વિદ્યાર્થીના શિક્ષણકાળમાં આપણે જે ધ્યેયો તરફ લક્ષ રાખ્યું હોય છે, તેથી ઊલટી જ દિશામાં જગતની અસરો કામ કરીને આપણું કામ ક્રમે ક્રમે ધોઈ કાઢે છે. એ જોવાનો કરુણ અનુભવ આપણ સૌને કેટલીય વાર થાય છે.

આપણી અત્યારની કેળવણીની આ બાજુને હું બહુ નિરુત્સાહપ્રેરક વસ્તુ માનું છું. તે કેળવણીનાં પરિણામ જેટલાં ટકાઉ નીવડવાં જોઈએ તેટલાં નથી નીવડતાં. શાળાઓ અને કૉલેજોમાં આપણે જે માર્ગોએ કામ કરતા હોઈએ છીએ તે માર્ગો, તથા આપણે તેમને શાળામાંથી છૂટા કરીએ ત્યારે સંસ્કૃતિના જે પ્રવાહો તેમને તાણી જાય છે તે પ્રવાહો, એ એની વચ્ચે કશું જોડાણ કે સાતત્ય નથી. જે જીવન માટે આપણે વિદ્યાર્થીઓને તૈયાર કરીએ છીએ, તે જીવનમાં તેઓ

દાખલ થાય તેની સાથે જ, તે જીવન આપણે મહા પરિશ્રમે કરેલી તૈયારીઓને ધૂળ મેળવતું હોય, તો પછી આપણુને વારંવાર એ કહેવાનો શો અર્થ છે કે, આપણું કામ જુવાનિયાઓને જીવન માટે તૈયાર કરવાનું છે ? આ બાબતમાં આપણે આપણી કાળ-ભાવનાને કામે લગાડવી જોઈએ. કાયમીપણું તથા સાતત્યના આ પ્રશ્ન ઉપર આપણે ખાસ ભાર મૂકવો ઘટે છે. કેળવણી અમુક થોડાં વર્ષ દરમ્યાન જ—એટલે કે વિદ્યાર્થીઓ શાળામાં કે કૉલેજમાં રહે ત્યાં સુધી જ —ચાલનારી ક્રિયા છે, એવો ખ્યાલ દૂર થવો જોઈએ; તથા તેને તો પ્રૌઢ પ્રવૃત્તિની અંતિમ હદ સુધી ચાલુ રહેનારી એક कायमी પ્રવૃત્તિ ગણવી જોઈએ.

પરંતુ આ એક ક્રાંતિકારી સૂચના છે, અને તેના ઉદ્દામ પક્ષકારો પણ તેનો પૂરો અર્થ હજી સુધી ભાગ્યે જ સમજ્યા હોય. જેમ જેમ આ વસ્તુ જનસમુદાયના મનમાં ઊતરતી જશે, તેમ તેમ મને લાગે છે કે, તેની અસર આપણી કેળવણીની દરેક ભૂમિકાએ—પ્રાથમિક કેળવણીથી માંડીને ઉચ્ચ કેળવણી સુધી—દેખાશે. જે વસ્તુ 'अटकी पडती होय', જેની આગળ કશું ન આવતું હોય, જે પોતાનાથી બહાર આગળ ક્યાંય ન લઈ જતી હોય, તેવી કોઈ વસ્તુને કેળવણી તરીકે નહીં સ્વીકારવામાં આવે. નાનાં બાળકો સાથે કામ લેતી વખતે આપણે યાદ રાખવું જોઈએ કે, તેમની પાસે આપણે એક એવી લાંબી મુસાફરી શરૂ કરાવીએ છીએ, કે જેનું દરેક પગથિયું આગળ બીજે પગથિયે લઈ જાય છે; ઉપરાંત એ પણ યાદ રાખવું જોઈએ કે, કેળવણીને આપણે અમુક થોડાં વર્ષ ચાલ્યા બાદ, વિદ્યાર્થી પ્રમાણપત્ર કે પદવી મેળવી લે એટલે તરત અટકી પડનાર વસ્તુ ગણતા હોઈએ, ત્યારે તેની શરૂઆત જે રીતે થાય, તેના કરતાં આની શરૂઆત ઘણી જુદી હોય.

### ૩. વ્યક્તિઓ

હવે હું પ્રૌઢશિક્ષણમાં સમાયેલા ત્રણ ફેરફારોમાંથી ત્રીજા તથા સૌથી મહાન ફેરફાર તરફ આવું છું. એ ફેરફાર, કેળવણી જે વ્યક્તિઓ દ્વારા ચલાવવામાં આવે, તેને લગતા આપણા ખ્યાલને વિષે છે.

કેળવણીની પ્રક્રિયાને બે છેડા છે — ભણાવનારનો અને ભણનારનો. કેળવણીકાર તરીકે આપણો ઉદ્દેશ વસ્તુ ભણાવવાનો જ નહીં, પરંતુ તે વસ્તુઓ ભણાય, સમજાય, યાદ રખાય, અને — સૌથી વધુ તો — અમલમાં મુકાય, એ છે. કેળવણીની બાબતમાં સાતત્યનું રહસ્ય એ જ છે: શિક્ષકનો અમુક વસ્તુ શીખવવા માટેનો પ્રયત્ન, અને વિદ્યાર્થીનો તે વસ્તુને જીવનમાં ઉતારવાનો વળતો પ્રયત્ન, એ બે બાબતો વચ્ચે જરાય વિચ્છેદ ન પડવો જોઈએ.

પરંતુ આપણા સિદ્ધાંત તેમ જ વ્યવહારની એ એક મોટી ઊણપ છે કે, આ પ્રક્રિયાનો શિક્ષકવાળો છેડો — કે જે વસ્તુતાએ પણ ઘણો જ અગત્યનો છે — તેના ઉપર જોઈએ તેનાથી વધુ લક્ષ અપાય છે. પરંતુ વિદ્યાર્થીવાળા છેડા ઉપર ઓછું ધ્યાન અપાય છે. અથવા તો આપણે શિક્ષકવાળા છેડાનો આજે વિચાર કરીએ છીએ, તો વિદ્યાર્થીવાળા છેડા ઉપર બીજે અઠવાડિયે વિચાર કરીએ છીએ; પરંતુ વસ્તુતાએ તો આપણે એકીસાથે જ તે બંનેનો વિચાર કરવો જોઈએ, અને કેળવણીની આખી પ્રક્રિયાને શિક્ષક અને વિદ્યાર્થીની સહિયારી ક્રિયા ગણવી જોઈએ. તે એમાંથી કોઈ પણ એક, સામા બીજાના સાથ વગર પોતાનું પ્રયોજન સિદ્ધ કરી શકે નહીં.

તે જ મુદ્દો બીજી રીતે પણ રજૂ કરી શકાય. આપણે કેળવણીના વિષયો વિષે વધુ વિચાર કરીએ છીએ, પણ તે વિષયોના પ્રયોજન વિષે બહુ ઓછો વિચાર કરીએ છીએ. અને ઉચિત પ્રયોજન વિનાનો કોઈ વિષય આપણે જ્યારે

શીખવીએ છીએ, ત્યારે આપણે આપણો સમય વસ્તુતાએ જ અસત્ અને અનુપયોગી એવી કોઈ વસ્તુ ઉપર બગાડીએ છીએ, એમ આપણે ચોક્સ માનવું જોઈએ. મનુષ્યપ્રાણીને નર્યું 'ચિત્ત' માનીને, અથવા અમુક જ્ઞાન જીવનમાં ઉપયોગી છે કે નહીં તેની દરકાર કર્યા વિના જ્ઞાનને ખાતર જ જ્ઞાન મેળવવાની તમન્નાથી પ્રેરિત થયેલો અશરીરી આત્મા માનીને કેળવણી આપવા બેસીએ, તેના જેવી અક્કલહીન વાત બીજી હોઈ શકતી નથી.

હું ઉપયોગિતાવાદનો ઉપદેશ આપતો નથી. આપણો હેતુ ઉપયોગિતાની મર્યાદામાં જ પુરાયેલો હોવાની કાંઈ જ જરૂર નથી; પરંતુ આપણે જે વિષય શીખવતા હોઈએ તેના ઉપર લીધેલી આપણી મહેનતનું કાંઈ ફળ નીપજવાનું હોય, તો તેનું કોઈ પણ પ્રકારનું પ્રયોજન તો હોવું જ જોઈએ. હું તો તેથી પણ આગળ જાઉં. પોતે જે વિષય શીખવે છે તેનું કાંઈ પણ પ્રયોજન જાણ્યા વિના જે શિક્ષક અમુક વિષય શીખવે છે, તે શિક્ષક પોતે હાથમાં લીધેલા કામ માટે અધૂરી તૈયારીવાળો છે, એમ જ કહેવું જોઈએ. છતાં એવું કેટલી બધી વાર બનતું હોય છે? મેં મારા જ જમાનામાં કેટલા બધા શિક્ષકોને માત્ર એ કારણે નિયુક્ત થયેલા જોયા છે કે, 'તેઓ પોતાનો વિષય જાણતા હોય છે!' તેઓએ પોતાના વિષય જરૂર જાણવા જોઈએ, પરંતુ તેઓએ તેથી પણ કાંઈક વિશેષ જાણવું જોઈએ: તેઓએ પોતાના વિષયનું ઉચિત પ્રયોજન પણ જાણવું જોઈએ. વિષય એ શિક્ષક તરફનો છેડો છે; પ્રયોજન એ વિદ્યાર્થી તરફનો છેડો છે. પ્રયોજન વિનાનો કોઈ વિષય ન જોઈએ — એ સૂત્ર આપણા કામના હું સૌથી અગત્યના સૂત્ર તરીકે તમારી આગળ રજૂ કરું છું.

આનો અર્થ શું ધંધાદારી કેળવણી છે? અમુક અર્થમાં જરૂર થાય છે. પરંતુ એ અર્થને તો કોઈ પણ કેળવણીકાર

નકારી ન શકે. દરેક પ્રકારની કેળવણીએ અંતે તો આપણને માનવજીવનરૂપી મહાન ધંધા માટે તૈયાર કરવાના છે. મેં પણ જ્ઞાનને ખાતર જ્ઞાન મેળવવાની વાતો વિષે ઘણું સાંભળ્યું છે, પણ તે જાતનું પોતે બોલેલું આચરી બતાવનાર કોઈનાં દર્શન હજુ મને થયાં નથી. તમે તેને જરા બારીકાઈથી તપાસશો, તો તમને તેની સામે કાંઈ પણ હેતુ રહેલો દેખાશે જ, — ભલે પછી તે હેતુ બીજો કોઈ નહીં પણ પોતાના આત્માની મુક્તિ હશે. અત્યારની ધંધાદારી ન કહેવાતી કેળવણી પણ મૂળે પાદરીના ધંધા માટે તૈયાર કરવા અપાતી કેળવણી જ હતી. અત્યારે આપણો વાંધો તે કેળવણી ધંધાદારી છે એટલા માટે નથી, પરંતુ તે પૂરતી ધંધાદારી નથી, એ છે. તે સાર્વત્રિક રીતે ધંધાદારી હોવાને બદલે એકાંગી રીતે ધંધાદારી છે. કેળવણીને અમુક ખાસ ધંધામાં કમાણી કરવાના સાધન તરીકે માનનારો પણ એટલા પૂરતો તો ડાહ્યો છે કે, તેની સામે કાંઈ પણ પ્રયોજન છે, અને તે પ્રયોજન તે જાણે છે. જે માણસ નર્યો 'વિદ્યાર્થી' છે, તે બહુ કંગાળ પ્રાણી છે. તે જ પ્રમાણે જે માણસ નર્યો રોજી-ગર છે કે નર્યો પૈસા ગર છે, તે તેનાથી પણ વધુ કંગાળ પ્રાણી છે. આત્માની ઉન્નતિ તેમ જ પોતાની આજીવિકાની પ્રાપ્તિ, એ બે વસ્તુઓને ભેગી ન કરી શકાય, કે જેથી તે બંને નવું અને ઉચ્ચતર રહસ્ય પ્રાપ્ત કરે?

આ બધી ચર્ચાને આપણે જે પ્રશ્ન ઉપર વિચારણા ચલાવી રહ્યા છીએ તેની સાથે સંબંધ છે. કેળવણીનું કામ કોના ખભા ઉપર મુકાવું જોઈએ? કયા માણસો તે કામ ચલાવે?

આ જમાનામાં કોઈ પણ એક બાબતમાં નિષ્ણાતતા મેળવવાની વસ્તુને જીવનના દરેક ક્ષેત્રમાં છેક છેવટની કક્ષાએ પહોંચાડવામાં આવી છે. એટલે શિક્ષણનો ધંધો પણ તેવો

અને તેમાં નવાઈ પામવા જેવું નથી. અમુક ખાસ બાબતમાં નિષ્ણાતતા મેળવવી એ અગત્યની છે અને અનિવાર્ય છે. શિક્ષણની કળા જેમ જેમ વધુ સૂક્ષ્મ બનતી જાય છે, તેમ તેમ તે કામમાં નિષ્ણાતતા મેળવવાની જરૂર શિક્ષક માટે વધતી જાય છે; સીધા શબ્દોમાં કહીએ તો, જેણે તેવી તાલીમ નહીં મેળવી હોય, તેને નોકરી મળવાનું મુશ્કેલ બનતું જશે. એ બધું આવકારવા લાયક છે. પરંતુ અમુક એકાંગી નિષ્ણાતપણું મેળવવામાં રહેલાં જોખમો પણ ભારે છે.

તેમાંનું મુખ્ય જોખમ, શિક્ષક વર્ગ બાકીના સમાજ પ્રત્યે અમુક જાતની ખોટી મનોવૃત્તિ ધરાવતો થઈ જાય, એ છે. આપણે "જનસમુદાયને", નિષ્ણાત શિક્ષક વડે કેળવણીની પ્રક્રિયા કરવા માટેનો કાચો માલ માનતા થઈ જઈએ છીએ. શિક્ષકના કામ ઉપર પ્રમાણ બહારનો ભાર મૂકીને કેળવણી વિષે વિચાર કરવા માંડીએ, ત્યારે ઊભા થતા ભ્રમોમાં આ એક છે. જનસમુદાય પણ પોતાને માટે આવી કાચા-માલ-પણાની વૃત્તિ ધરાવતો થઈ જાય, અને એ રીતે કેળવણીની રંગભૂમિ ઉપર તેને પોતાને જે ભાગ ભજવવાનો છે તેને વિષે તેને અધૂરો ખ્યાલ વસી જાય.

દાખલા તરીકે, કેળવણીને એક ટૂંક સમયની ઘટનાને બદલે એક ચાલુ રહેતી ક્રિયા બનાવવાની વાત લઈએ. જ્યાં સુધી આપણા નાગરિક-બંધુઓનો સમુદાય પોતાના ઉપર ધંધાદારી શિક્ષકો આવીને કાંઈ ક્રિયા કરી જાય એની રાહ જોતા નિષ્ક્રિયપણે બેસી રહે, ત્યાં સુધી એ બાબતમાં આપણે સફળ નીવડવાના નથી. જો આમજનતા આપણને તેનું પીઠબળ ન આપે, તો આપણે કેળવણીનું સાતત્ય સિદ્ધ નહીં કરી શકીએ. કારણ કે તેમાં તો આપણને મજૂરોને કામે લગાડનારાઓનો, માલ ઉત્પન્ન કરનારાઓનો, નોકરી કરનારાઓનો, શરાફોનો, નાણા-વટીઓનો, વકીલોનો, દાક્તરોનો, ઘર બનાવનારાઓનો, અરે,

ઉદ્યોગની દરેક શાખાની બધી ભૂમિકાઓએ કામ કરનારા તમામ કામદારોનો સક્રિય સહકાર જોઈએ. જ્યાં સુધી આ બધા, અથવા તો તેઓમાંનો મોટો ભાગ, કેળવણીના કાર્યને પોતાની નાગરિકતાની અંતર્ગત વસ્તુ ન ગણે — પોતાના રાજકીય હકો કરતાં પણ કદાચ વધુ અગત્યની ન ગણે — ત્યાં સુધી કેળવણી આખા જીવન દરમ્યાન સતત ચાલુ રહેનારી વસ્તુ બને, એવી આશા મને પડતી નથી.

તમે બોલી ઊઠશો, શું બધા માણસોએ શિક્ષકો કે પ્રોફેસરો થવાનું છે? એક અર્થમાં ના, અને બીજા અર્થમાં હા. તમે જો કેળવણીને વર્ગો, વ્યાખ્યાનો, અને પુસ્તકોની જ ચીજ ગણો, તેનું ક્ષેત્ર પણ તમે વર્ગના ઓરડા અને શાળા-કૉલેજનાં મકાનો જ માનો, તથા તેનો સમય પણ જુવાનિયાઓ એ મકાનોમાં આવે તેટલો ટૂંકો જ માનો, તો હું જે કહું છું તે વાત અક્કલ વિનાની ઠરે. પરંતુ જો કેળવણી વિષેના તમારા ખ્યાલમાં સારા નાગરિકો બનાવવાની આખી ક્રિયાનો પણ સમાવેશ થતો હોય, તો એ તો ઉઘાડું છે કે, આપણી સામે એક એવું મહાન સામાજિક સાહસ આવીને ઊભું રહે છે કે જે, લોકોની પ્રવૃત્તિનાં તમામ કેંદ્રોમાંથી મળતા તેમના સક્રિય તથા સતત સહકાર વિના કદી પાર ન પાડી શકાય. એ દૃષ્ટિએ વિચારીએ તો બુદ્ધિહીનતા સામા પક્ષમાં રહેલી દેખાશે. જે જનસમુદાય આપણ ધંધાદારી શિક્ષકો પાસે એવી આશા રાખે છે કે, આપણે શાળાઓ કે કૉલેજોમાં જે શીખવીએ તેટલા વડે જુવાન વર્ગને સારા નાગરિકો બનાવી દઈએ, પરંતુ આપણે વિદ્યાર્થીઓને છૂટા કરીએ ત્યારે પોતે તો તેમને સારા નાગરિકો રાખવા માટે કાંઈ જ ન કરે, ઊલટું ઘણી વાર આપણે કરેલા કાર્યના મોટા ભાગને થોડાં જ વર્ષમાં ભૂંસી જ નાખે — તેવો જનસમુદાય સાચે જ અક્કલ વગરની અને અશક્ય વસ્તુની આશા કરે છે. દરેક માણસે કેળવણીકાર

તરીકે પોતાને માથે આવતો ભાર વહન કરવા તત્પરતા દાખવવી જોઈએ.

એવું કાંઈક જરૂર હોય છે કે જેનો દરેક જણ પ્રોફેસર થઈ શકે. તે સારી નાગરિકતાનો પ્રોફેસર થઈ શકે — નાગરિક-ધર્મ ઉપર વ્યાખ્યાનો આપીને નહીં, પણ તદ્દન જુદી જ રીતે. પોતે જે માલ બનાવતો હોય કે જે સેવાઓ અર્પતો હોય, તેની જાત ઊંચી બનાવીને તે ઉત્તમતાનો પ્રોફેસર થઈ શકે. માણસ માણસ વચ્ચે આદર્શ લેવડદેવડનો તે પ્રોફેસર થઈ શકે. તે કાર્યકુશળતા, આવડત અને ટ્રસ્ટીપણાનો પ્રોફેસર થઈ શકે. આ બધા ભારે મોટા વિષયો છે. અને તેમને અનુરૂપ પ્રયોજનો પણ મોજૂદ છે.

આ જાતનું પીઠબળ આપણ ધંધાદારી શિક્ષકોને મળે તો જ પ્રૌઢશિક્ષક તરીકેનું આપણું કામ સફળ નીવડે. આપણે આપણા કેળવણીના કામ માટે આપણા મહાન ઉદ્યોગપતિઓ પાસેથી પૈસાની ભેટો કરતાં વધુની આશા રાખીએ છીએ. આપણે તો કેળવણીના કામમાં જ તેમનો સહકાર જોઈએ છે. તેઓ તેમના મોટા ધંધાઓને પોતાને માટે તેમ જ પોતાના કામદારો માટે ઉત્તમતાની શાળાઓરૂપ બનાવી દે, એવું આપણે માગીએ છીએ.

હું માનું છું અને મને એવી આશા તો છે જ કે, પ્રૌઢશિક્ષણની ચળવળ પણ, લોકશાસનના ઇતિહાસમાં આપણને જોવા મળેલા માર્ગોએ જ આગળ વધશે. શરૂઆતમાં રાજ્ય-તંત્ર અમુક ખાસ વર્ગનું જ કામ ગણાતું, બાકીનો તમામ પ્રજાવર્ગ તો પોતાને નિષ્ક્રિય કાચો માલ માનતો બેસી રહેતો, કે જેના ઉપર રાજ્યકર્તાઓ પોતાની ક્રિયા કરવાના હોય. પરંતુ હવે એ બધું જતું રહ્યું છે. હવેની લોકશાહીઓમાં દરેક નાગરિક રાજ્ય કરવાનું અને તેની તાબેદારી ઉઠાવવાનું — એમ બેવડું કામ કરે છે. એ જ જાતનો સમાંતર ફેરફાર

કેળવણીના સિદ્ધાંતોમાં તેમ જ તેના વ્યવહારમાં થશે એવું ઇચ્છવું, એ વધારે પડતું છે શું? એવો સમય આવશે કે જ્યારે દરેક નાગરિક એવું માનતો થશે કે, તેને શિખવાડનારનું તેમ જ શીખનારનું એવું બેવડું કામ ઉઠાવવાનું છે, એ શું વ્યર્થ સ્વપ્ન છે? પોતાના કામકાજની બાબતમાં દરેક નાગરિક ઉત્તમતાનો શિક્ષક બનશે, અને બીજાઓના ઉત્તમ કામકાજ-માંથી તે ઉત્તમતા શીખનાર શિષ્ય બનશે. હું એ જાતની કેળવણીની લોકશાહી તરફ મીટ માંડી રહ્યો છું.

# આચાર્ય ગિદવાણી સ્મારક ગ્રંથમાળાનાં અન્ય પુસ્તકો

**તિમિરમાં પ્રભા** વેશાન્તરકાર: 0-10-0
કિશોરલાલ ધ. મશરૂવાલા
ટૉલ્સ્ટૉય કૃત The Light Shines in the Darkness નામના નાટકનું વેશાન્તર.

**આબાદ હિંદુસ્તાન!** સંપા૦ ગોપાલદાસ પટેલ 1-0-0
હિંદના પરમ મિત્ર ડિગ્બીના સુપ્રસિદ્ધ પુસ્તક Prosperous British India નું સારદોહન.

**હિંદુસ્તાનની ગરીબાઈ** સંપા૦ ગોપાલદાસ પટેલ 0-14-0
મહર્ષિ દાદાભાઈ નવરોજીના Poverty and Un–British Rule in India નામના હિંદી અર્થ-શાસ્ત્રના આદિગ્રંથરૂપ ઐતિહાસિક પુસ્તકનો સાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. પુસ્તકને અંતે મહર્ષિ દાદાભાઈનું ટૂંક જીવનચરિત્ર પણ આપવામાં આવ્યું છે.

**મારું ગામડું** લે. બબલભાઈ મહેતા 0-10-0
ગામડાના પોતાના વસવાટ દરમિયાન થયેલા કડવા મીઠા અનુભવોનો આબેહૂબ ચિતાર. ઉપરાંત તેમાં ગ્રામજીવનને સ્પર્શતા આર્થિક તેમ જ સામાજિક પ્રશ્નોની છણાવટ કરી છે.

**યંત્રની મર્યાદા** લે. નરહરિ પરીખ 0-14-0
યંત્રના ઉપયોગમાં લાભ ગેરલાભ શા છે તે વિચારી તેની મર્યાદા નક્કી કરવાનો પ્રયત્ન આમાં કરવામાં આવ્યો છે.

**સ્વરાજશાસ્ત્ર** [વિનોબા ભાવે કૃત] અનુ૦ પાંડુરંગ દેશપાંડે 0–6–0

નવજીવન કાર્યાલય
અમદાવાદ